# ગીતાધ્વનિ

[ગીતાનો સમશ્લોકી અનુવાદ]

કિશોરલાલ મશરૂવાળા

# ગીતાધ્વનિ

( શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો સમશ્લોકી અનુવાદ )

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રસ્તાવના

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો મારો પહેલો અનુવાદ ૧૯૩૪માં બહાર પડ્યો હતો. છપાયા પછી મને એમાં ઘણી ખામીઓ દેખાઈ. આ અનુવાદ ગીતાધ્વનિની બીજી આવૃત્તિ નહિ, પણ નવો જ અનુવાદ છે એમ કહી શકાય. ઘણા થોડા શ્લોકો જેમના તેમ રહેવા પામ્યા છે.

આ પૂરેપૂરું સમશ્લોકી ભાષાંતર છે. સિવાય કે, મૂળમાં અનુષ્ટુપ ઉપરાંત અનેક પ્રકારનાં જ્યાં ઉપજાતિ વૃત્તો આવે છે ત્યાં તેને બદલે, આમાં ઇંદ્રવજ્રા–ઉપેંદ્રવજ્રાનો જ ઉપજાતિ છંદ વાપર્યો છે. કવિતામાં જોડણીની તથા હ્રસ્વ–દીર્ઘની છૂટ લેવાની રૂઢિનો ઉપયોગ મેં બનતાં સુધી ટાળ્યો છે. એમાં નીચેના અપવાદો છે:

(૧) તદ્‌ભવ ઈ, ઉ કે ઇ, ઊના અંતવાળા શબ્દોનો જરૂર પ્રમાણે હ્રસ્વ–દીર્ઘ ઉચ્ચાર કર્યો છે. તેને માટે લઘુ–ગુરુદર્શક ચિહ્નો પણ હમેશાં વાપર્યાં નથી. (૨) હકાર શ્રુતિવાળા શબ્દોમાં ક્યારેક હ ને જોડ્યો છે:

જેમકે, રહે- રૂહે; કહે–ક્હે; પહોંચ્યો–પોં'ચ્યો; પહેલાં –પ્હેલાં ઇ. (૩) પ્રકૃતિ જેવા એકબે તત્સમ શબ્દોમાં હ્રસ્વનો દીર્ઘ કરવો પડ્યો છે. (બે ત્રણ જગ્યાએ 'સુણ' છપાયું છે, તે ભૂલથી છે.) જોડણીના લેખનમાં કોઈક ઠેકાણે લૈ, થૈ એવી જોડણી રાખવી પડી છે, તથા મને (= મનમાં) અને મને (= મુજને)નો ગોટાળો ન થાય તે માટે બીજા અર્થમાં હોય ત્યાં 'મ'ને' જોડણી કરી છે. (') આ ચિહ્ન હકાર શ્રુતિ અથવા લકાર લોપ દર્શાવવા બીજે પણ એક બે જગ્યાએ વાપર્યું છે.

કેટલાક શ્લોકોના અર્થો બબ્બે રીતે કરી શકાય છે. મેં ત્યાં બંને અર્થો નીકળી શકે તે રીતે પદ્ય-રચના કરવા પ્રયત્ન કર્યો છે, અને ટીપમાં મારી પસંદગી બતાવી છે.

આ અનુવાદમાં શ્રી. વિનોબા તથા શ્રી. શિવાજી (વિનોબાના ભાઈ)ની મને ઘણી કીમતી મદદ મળી છે. તે માટે તેમનો આભારી છું.

**વર્ધા**
ગોકળઆઠમ
તા. ૬-૯-૧૯૩૯

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# અનુક્રમણિકા

# ધ્યાન

પરં બ્રહ્મ, પરં ધામ, છો પવિત્ર તમે પરં;
આત્મા, શાશ્વત ને દિવ્ય, અજન્મા, આદિ ને વિભુ!   ૧

તમારું રૂપ જાણે ના દેવો કે દાનવો, પ્રભુ!
તમે જ આપને આપે જાણતા, પુરુષોત્તમ!   ૨

તમે પરં અક્ષર, જ્ઞેય તત્ત્વ,
તમે મહા આશ્રય વિશ્વનું આ;
અનાશ છો, શાશ્વત ધર્મપાળ,
જાણું તમે સત્ય અનાદિ દેવ.   ૩

પિતા તમે સ્થાવરજંગમોના,
લોકો તણા પૂજ્ય મહાગુરુયે;
ત્રિલોકમાંયે તવ તુલ્ય કો ના;
ક્યાંથી જ મોટો? અનુપ પ્રભાવી!   ૪

સાંખે પિતા પુત્ર, સખા સખાને,
પ્રિય પ્રિયા, તેમ મ'નેય સાંખો;
મારાં હજારો નમનો તમોને,
નમો નમસ્તેય નમો નમસ્તે ! ૫

સમ તું સર્વ ભૂતોમાં, વા'લા વેરી તને નથી;
તોયે તું-માં રહે ભક્ત, તુંયે તેમાંહિ ભક્તિથી. ૬
દુરાચારીય કો મોટો થૈ અનન્ય ભજે તને;
શીઘ્ર તે થાય ધર્માત્મા, પામે શાશ્વત શાંતિને. ૭
મન ભક્તિ તને અર્પું, તને પૂજું, તને નમું,
મ'ને, તે બુદ્ધિનો યોગ, આપ જેથી તને મળું. ૮
રહેલો આત્મભાવે તું તેજસ્વી જ્ઞાનદીપથી,
ધરીને કરુણા મારા અજ્ઞાન તમને હણું. ૯

# અધ્યાય ૧લો

# અર્જુનનો ખેદ

**ધૃતરાષ્ટ્ર બોલ્યા —**

ધર્મભૂમિ કુરુક્ષેત્રે યુદ્ધાર્થે એકઠા થઈ
મારા ને પાંડુના પુત્રો વર્ત્યા શી રીત, સંજય? ૧

**સંજય બોલ્યા —**

દેખી પાંડવની સેના ઊભેલી વ્યૂહમાં, પછી
દ્રોણાચાર્ય કને પોં'ચી રાજા દુર્યોધને કહ્યું: ૨

**દુર્યોધન બોલ્યા—**

જુઓ, આચાર્ય, આ વ્યૂહ મહા પાંડવસેનનું
રચ્યું જે આપના પેલા બુદ્ધિમાન્ શિષ્ય દ્રૌપદે.[1] ૩

---

1. ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીનો ભાઈ.

અહીં મોટા ધનુર્ધારી ભીમ–અર્જુન–શા રણે;
યુયુધાન, વિરાટેય, દ્રુપદેય મહારથી; ૪

કાશી ને શિબિના શૂરા નરેંદ્રો, ધૃષ્ટકેતુયે,
ને ચેકિતાન, ને રાજા પુરુજિત્ કુંતિભોજનો;[2] ૫

પરાક્રમી યુધામન્યુ, ઉત્તમૌજા પ્રતાપવાન્,
સૌભદ્ર[3], દ્રૌપદી પુત્રો, સર્વેયે તે મહારથી. ૬

આપણા પક્ષના મુખ્ય, તેયે જાણો, દ્વિજોત્તમ;
સેનાના નાયકો મારા, સંજ્ઞાઓ[4] તેમની કહું. ૭

આપ, ભીષ્મ અને કર્ણ, સંગ્રામ–વિજયી કૃપ,
વિકર્ણ, આપનો પુત્ર,[5] સોમદત્ત તણો સુત.[6] ૮

બીજાયે બહુ છે શૂરા, હું કાજે શિરને ધર્યાં,
સર્વે યુદ્ધકળાપૂર્ણ અસ્ત્રશસ્ત્રો વડે સજ્યા. ૯

---

૨. એ નામના કુળનો. ૩. અભિમન્યુ

૪. ઓળખાણ, નામો ૫. અશ્વત્થામા

૬. ભૂરિશ્રવા. ચોથા ચરણનું પાઠાન્તર–‘ભૂરિશ્રવા, જયદ્રથ’.

અગણ્ય[૭] આપણી સેના, જેના રક્ષક ભીષ્મ છે;
ગણ્ય[૮] તો આમની સેના, જેનો રક્ષક ભીમ છે. ૧૦

પોતપોતાતણાં સ્થાને રહીને સહુયે તમે
સર્વ માર્ગો વિષે રક્ષા ભીષ્મની કરજો ભલી. ૧૧

**સંજય બોલ્યા—**

**ત્યારે** હર્ષાવતા તેને કરીને સિંહનાદ ત્યાં
પ્રતાપી વૃદ્ધ દાદાએ ગજવ્યો શંખ જોરથી. ૧૨

પછી તો શંખ, ભેરી ને નગારાં, રણશિંગડાં
વાગ્યાં સૌ સામટાં તેનો પ્રચંડ ધ્વનિ ઊપજ્યો. ૧૩

**તે** પછી શ્વેત અશ્વોથી જોડાયેલા મહારથે
બેઠેલા માધવે-પાર્થે વગાડચા દિવ્ય શંખને. ૧૪

---

૭. (૧) ગણાય નહિ એટલી; (૨) ન ગણવા જેવી, બહુ મહત્ત્વની નહિ.

૮. (૧) ગણાય એટલી, થોડી; (૨) ગણવા-વિચાર કરવા-જેવી મહત્ત્વની. પહેલા અર્થો વધારે ઠીક છે, પણ ઘણા બીજા અર્થ કરે છે.

'પાંચજન્ય' હૃષીકેશે, દેવદત્ત ધનંજયે,
વાયો પૌંડ્ર મહાશંખ ભીમકર્મા[૯] વૃકોદરે[૧૦]. ૧૫

અનંતજયને રાજા કુંતીપુત્ર યુધિષ્ઠિરે,
નકુલે-સહદેવેયે, સુઘોષ–મણિપુષ્પક. ૧૬

કાશિરાજા મહાધન્વા[૧૧] ને શિખંડી મહારથી,
ધૃષ્ટદ્યુમ્ન, વિરાટેય, અપરાજિત[૧૨] સાત્યકિ[૧૩]. ૧૭

દ્રુપદ, દ્રૌપદીપુત્રો, અભિમન્યુ મહાભુજા[૧૪],
સૌએ ચોમેર ગર્જાવ્યા ત્યાં તો શંખો જુદા જુદા. ૧૮

તે ઘોષે કૌરવો કેરી છાતીના કટકા કર્યાં,
અને આકાશ ને પૃથ્વી ભર્યાં ગર્જી ભયંકર. ૧૯

---

૯. મોટાં કર્મ કરવાવાળા.
૧૦. ભીમ: વરુ જેવો ખાવાવાળો.
૧૧. મોટા ધનુષવાળો.
૧૨. ન જિતાયેલો.
૧૩. શ્લો. ૪માં કહેલા યુયુધાનનું બીજું નામ.
૧૪. મોટી ભુજાવાળો.

પછી કપિધ્વજે[15] ભાળી કૌરવોને વ્યવસ્થિત–
શસ્ત્રોને ચાલવા ટાણે–ઉઠાવ્યું સ્વધનુષ્યને; ૨૦
ને હૃષીકેશને[16] આવું કહ્યું વેણ, મહીપતે:

**અર્જુન બોલ્યા—**

બંને આ સૈન્યની મધ્યે લો મારો રથ, અચ્યુત; ૨૧
જ્યાં સુધી નીરખું તેને ઊભા જે યુદ્ધ ઇચ્છતા,
જેમને રણસંગ્રામે હું સાથે લડવું થશે. ૨૨
અહીં મળેલ એકત્ર યોદ્ધાઓ જોઉં તો જરા,
પ્રિય જે ઇચ્છતા યુદ્ધે દુર્બુદ્ધિ ધાર્તરાષ્ટ્રનું[16]. ૨૩

**સંજય બોલ્યા—**

ગુડાકેશે કહ્યાં વેણ સૂણીને મધુસૂદને[17]
બંને તે સૈન્યની મધ્યે થોભાવ્યો રથ ઉત્તમ; ૨૪
ને ભીષ્મ–દ્રોણની સામે, ને સૌ રાજા ભણી ફરી
બોલ્યા માધવ, 'જો, પાર્થ, આ સૌ કૌરવનાં દળો'. ૨૫

---

૧૫. વાનરના ચિહ્નની ધ્વજાવાળો અર્જુન.
૧૬. દુર્યોધન. ૧૭. કૃષ્ણ.

દીઠા ત્યાં અર્જુને ઊભા બંનેયે સૈન્યને વિષે—
પિતા, પિતામહો, મામા, આચાર્યો, બંધુઓ, સખા, ૨૬
શ્વશુરો, પ્રાણ-શા મિત્રો, પુત્રો, પૌત્રો વળી ઘણા.
સગાઓને જ સર્વત્ર ઊભેલા જોઈ અર્જુને ૨૭
અતિકૃપા[૧૮] વડે આમ કૃષ્ણને ખેદથી કહ્યું:

**અર્જુન બોલ્યા—**

દેખી આ સ્વજનો પાસે ઊભેલા યુદ્ધ ઇચ્છતા, ૨૮

---

૧૮. 'કૃપા' શબ્દ ગુજરાતીમાં ઘણુંખરું, અનુગ્રહ, મહેરબાની, દયા વગેરેના અર્થમાં વપરાય છે. ગીતામાં એ શબ્દ શોક વગેરેથી દીન, રાંક, નિરાશ વગેરે થવું એ અર્થમાં વપરાયો છે. 'કૃપા' પરથી 'કૃપણ' શબ્દ છે, તેનો અર્થ કંજૂસ એટલે લોભથી દીન બનેલો થાય છે. અ. ૨ શ્લો. ૧માં 'કૃપા' તથા શ્લો. ૭માં 'કાર્પણ્યદોષ' અર્જુનમાં બતાવ્યો છે. ત્યાં બધે દીનતા-નિરાશાનો ભાવ છે. બીજાના દુઃખે લાગણી થવી તે દયા, અનુકંપા વગેરે કહેવાય. પોતાને પોતાની સ્થિતિ દયામણી અને રંક લાગવી તે કૃપા ભાવ—આવો ભેદ શ્રી. અરવિંદ ઘોષે બતાવ્યો છે.

ગાત્રો ઢીલાં પડે મારાં, મોઢામાં શોષ ઊપજે;
કંપારી દેહમાં ઊઠે, રૂંવાડાં થાય છે ખડાં; ૨૯

ગાંડીવ હાથથી છૂટે, વ્યાપે દાહ ત્વચા વિષે;
રહી શકું ન ઊભો ને, જાણે મારું ભમે મન. ૩૦

ને ચિહ્નોયે, હૃષીકેશ, દેખું છું ઊલટાં જ હું;
નથી જોતો થશે શ્રેય યુદ્ધમાં સ્વજનો હણી. ૩૧

નથી હું ઇચ્છતો જીત, ના રાજ્ય, નહિયે સુખ;
અમારે અર્થ શો રાજ્યે, ભોગે કે જીવિતે વળી? ૩૨

ઇચ્છીએ જેમને કાજે રાજ્ય કે ભોગ કે સુખો,
તે આ ઊભા રણે આવી ત્યજીને પ્રાણ ને ધન! ૩૩

આચાર્યો, ને પિતા-પુત્રો, પૌત્રો તેમ પિતામહો,
મામાઓ, શ્વશુરો, સાળા, ને સંબંધી જનો ઘણા. ૩૪

ન ઇચ્છું હણવા આ સૌ જાતે હણાઉં તોય હું;
ત્રિલોક-રાજ કાજેયે, પૃથ્વીની શી વિસાત ત્યાં? ૩૫

હણીને કૌરવોને આ અમારું પ્રિય થાય શું?
અમને આતતાયીને[૧૯] હણ્યાનું પાપ કેવળ! ૩૬

માટે ન હણવા યોગ્ય કૌરવો, અમ બંધુઓ;
સ્વજનોને હણી કેમ પામીએ સુખને અમે? ૩૭

લોભથી વણસી બુદ્ધિ તેથી તે પેખતા નથી
કુળક્ષયે થતો દોષ, મિત્રદ્રોહેય પાપ જે. ૩૮

વળવા પાપથી આવા અમે કાં ન વિચારવું;—
કુળક્ષયે થતો દોષ દેખતા સ્પષ્ટ જો અમે? ૩૯

કુળક્ષયે થતા નાશ કુલધર્મો સનાતન;
ધર્મનાશે કુળે આખે વર્તે આણ અધર્મની. ૪૦

---

૧૯. શસ્ત્ર ઉગામનારને. તે કોણ? સાધારણ રીતે 'કૌરવો' એવો અર્થ કરવામાં આવે છે. મારો અભિપ્રાય 'અમને'ના વિશેષણ તરીકે લેવાનો છે. આ માટે કર્ણપર્વ ૯૧–૪૯, શલ્યપર્વ ૧૧–૧૧ વગેરેમાં આધાર છે. બે અર્થ કરી શકાય એવી રચના રાખી છે.

અધર્મે પછડાયાથી સ્ત્રીઓ ભ્રષ્ટ બને કુળે;
સ્ત્રીઓ ભ્રષ્ટ બને તેથી વર્ણસંકર ઊપજે. ૪૧

સંકરે નરકે જાય કુળ ને કુળઘાતક;
પિતરોયે પડે હેઠા ન મળ્યે પિંડતર્પણ. ૪૨

કુળઘાતકના આવા દોષે સંકરકારક
ઊખડે જાતિધર્મો ને કુળધર્મો સનાતન. ૪૩

ઊખડે જે મનુષ્યોના કુળના ધર્મ, તેમનો
નિશ્ચયે નરકે વાસ,—સુણીએ એમ તો અમે. ૪૪

અહો! કેવું મહાપાપ માંડ્યું આદરવા અમે!
કે રાજ્યસુખના લોભે નીકળ્યા હણવા સગા! ૪૫

મને અપ્રતિકારીને[૨૦] કૌરવો રણમાં હણે,
અશસ્ત્રને લઈ શસ્ત્રો, તેમાં ક્ષેમ મને વધુ. ૪૬

**સંજય બોલ્યા—**

આમ બોલી રણે પાર્થ ગયો બેસી રથાસને,
ધનુષ્યબાણને છોડી, શોકના વેગથી ભર્યો. ૪૭

---

૨૦. સામે ન થનારને.

## અધ્યાય ૨જો

# જ્ઞાન અને યોગનું તત્ત્વ

### સંજય બોલ્યા—

કૃપાના વેગથી ખિન્ન, આંસુથી વ્યગ્રદૃષ્ટિના
પાર્થ પ્રત્યે કહ્યાં આવાં વચનો મધુસૂદને : ૧

### શ્રી ભગવાન બોલ્યા—

ક્યાંથી મોહ તને આવો ઊપન્યો વસમે સમે—
નહિ જે આર્યને યોગ્ય, હરે જે સ્વર્ગ ને યશ ? ૨

મા તું કાયરતા ધાર, તને આ ઘટતું નથી;
હૈયાના દૂબળા ભાવ છોડીને ઊઠ, અર્જુન! ૩

### અર્જુન બોલ્યા—

જે મને પૂજવા યોગ્ય ભીષ્મ ને દ્રોણ, તે પ્રતિ
કેમ હું રણસંગ્રામે બાણોથી યુદ્ધને કરું ? ૪

વિના હણ્યે એ ગુરુઓ મહાન
ભિક્ષા વડે જીવવું તેય સારું;
હણી અમે તો ગુરુ અર્થહેતુ[1]
લોહીભર્યાં માણુશું ભોગ લોકે! ૫

થાયે અમારો જય, તેમનો વા —
શામાં અમારું હિત જાણતા ના;
જેને હણી જીવવુંયે ગમે ના,
સામા ખડા તે ધૃતરાષ્ટ્રપુત્રો. ૬

કાર્પણ્યદોષે[2] વણસ્યો[3] સ્વભાવ[4],
ન ધર્મ સૂઝે, તમને હું પૂછું;

---

૧. મૂળમાં અર્થકામ; તેને કેટલાક ગુરુના વિશેષણ તરીકે લે છે; તે અર્થમાં અર્થનો હેતુ (કામ, ઇચ્છા) રાખવાવાળા; બીજા ભોગના વિશેષણ તરીકે લે છે; તે અર્થમાં હેતુ એટલે સાધન; ધનના સાધનવાળા.

૨. હીનતાના દોષે (જુઓ અ. ૧ ટીપ ૧૮મી)

૩. નાશ પામ્યો, દબાયો.

૪. પોતાનો મૂળ ગુણ.

કહો મને નિશ્ચિત શ્રેય જેમાં,
દો બોધ, આવ્યો શરણે હું શિષ્ય. ૭

સમૃદ્ધ રાજા બનું શત્રુહીન
પૃથ્વી વિષે કે સુરલોકનોયે,
તોયે ન દેખું કંઈ જે હરે આ
વિષાદ મારો તન શોષનારો. ૮

## સંજય બોલ્યા —

**પ**રંતપ ગુડાકેશે આમ ગોવિંદને કહી,
'હું તો લડીશ ના' એવું બોલી મૌન ધર્યું પછી. ૯

હસતા-શું હૃષીકેશે આવાં ત્યાં વચનો કહ્યાં,
આમ બે સેનની વચ્ચે ખેદે વ્યાપેલ પાર્થને. ૧૦

## શ્રી ભગવાન બોલ્યા —

**ન** ઘટે ત્યાં કરે શોક, વાતોયે જ્ઞાનની વદે,
અપ્રાણ પ્રાણવાળાનો જ્ઞાનીઓ શોક ના કરે. ૧૧

હું, તું કે આ મહીપાળો પૂર્વે ક્યારે હતા નહિ,
ન હઈશું ભવિષ્યેયે, એમ તું જાણતો રખે. ૧૨

દેહીને દેહમાં જેમ બાળ, જોબન ને જરા,
તેમ બીજો મળે દેહ, તેમાં ધીર મૂંઝાય ના. ૧૩

વિષયો વેદના દેતા શીતોષ્ણ સુખદુઃખની,
અનિત્ય, જાય ને આવે, તેને તું, પાર્થ, લે સહી. ૧૪
જેને પીડી શકે ના તે, સમ જે સુખ–દુઃખમાં,
તે ધીર માનવી થાય પામવા યોગ્ય મોક્ષને. ૧૫
અસત્યને ન અસ્તિત્વ, સત્યનો ન વિનાશ છે;
આમ એ બેઉનો સાર નિહાળ્યો તત્ત્વદર્શીએ. ૧૬
જાણજે અવિનાશી તો જેણે વિસ્તાર્યું આ બધું;
તે અવ્યય તણો નાશ કોઈયે ના કરી શકે. ૧૭
અવિનાશી, પ્રમાતીત[૫], નિત્ય દેહીતણાં કહ્યાં
શરીરો અંતવાળાં આ, તેથી તું ઝૂઝ, અર્જુન. ૧૮
જે જાણે હણનારો તે, કે જે માને હણાય તે,
બંનેયે તત્ત્વ જાણે ના, હણે ના તે, હણાય ના. ૧૯

૫. તર્કશાસ્ત્રના પ્રમાણોથી પર, કલ્પનાથી માપી ન શકાય તેવો.

ન જન્મ પામે, ન કદાપિ મૃત્યુ,
ન્હોતો ન તે, કે ન હશે ન પાછો[6]
અજન્મ, તે નિત્ય, પુરાણ[7], શાશ્વત[8],
હણ્યે શરીરે ન હણાય તે તો. ૨૦

જે એને જાણતો નિત્ય, અનાશી, અજ[9], અવ્યય[10],
તે નર કેમ ને કોને હણાવે અથવા હણે? ૨૧

ત્યજી દઈ જીર્ણ થયેલ વસ્ત્રો,
લે છે નવાં જેમ મનુષ્ય બીજાં;
ત્યજી દઈ તેમ શરીર જીર્ણ,
પામે નવાં અન્ય શરીર દેહી. ૨૨

---

૬. ભૂતમાં 'નહોતો' કે ભવિષ્યમાં પાછો 'ન હશે' એમ એને માટે ન કહી શકાય. તેથી એ ભૂતમાં 'હતો' અને ભવિષ્યમાં 'હશે' એમ પણ ન કહેવાય; 'છે' એ જ એને માટે યોગ્ય શબ્દ.

૭. પુરાતન. ૮. સનાતન.

૯. અજન્મા. ૧૦. ન ઘટનારો.

ન તેને છેદતાં શસ્ત્રો, ન તેને અગ્નિ બાળતો,
ન તેને ભીંજવે પાણી, વાયુ તે સૂકવે નહિ. ૨૩

છેદાય ના, બળે ના તે, ભીંજે-સુકાય તે નહિ;
સર્વવ્યાપક એ નિત્ય, સ્થિર, નિશ્ચળ, શાશ્વત. ૨૪

તેને અચિંત્ય, અવ્યક્ત[૧૧], નિર્વિકાર કહે વળી;
તેથી એવો પિછાણી તે શોકયોગ્ય તને નહિ. ૨૫

ને જો માને તું આત્માના જન્મ-મૃત્યુ ક્ષણે ક્ષણે,
તોયે તારે કંઈ આમ તેનો શોક ઘટે નહિ. ૨૬

જન્મ્યાનું નિશ્ચયે મૃત્યુ, મૂઆનો જન્મ નિશ્ચયે;
માટે ઉપાય ના તેમાં તારો શોક ઘટે નહિ. ૨૭

અવ્યક્તે આદિ ભૂતોનું, વ્યક્તમાં મધ્ય ભાસતું;
વળી, અવ્યક્તમાં અંત, તેમાં ઉદ્વેગ જોગ શું? ૨૮

આશ્ચર્ય-શું[૧૨] કોઈ નિહાળતું એ,
આશ્ચર્ય-શું તેમ વદે, વળી, કો,

---

૧૧. અપ્રગટ. ૧૨. આશ્ચર્યની લાગણીથી.

આશ્ચર્ય—શું કોઈક અન્ય સુણે,
સુણે છતાં કો સમજે ન તેને. ૨૯

સદા અવધ્ય[13] એ દેહી સઘળાના શરીરમાં;
કોઈયે ભૂતનો, તેથી, તને શોક ઘટે નહિ. ૩૦

વળી, સ્વધર્મ જોતાંયે તારે ના ડગવું ઘટે;
ધર્મયુદ્ધ થકી બીજું શ્રેય ક્ષત્રિયને નથી. ૩૧

અનાયાસે ઉઘાડું જ સ્વર્ગનું દ્વાર સાંપડ્યું;
ક્ષત્રિયો ભાગ્યશાળી જે તે પામે યુદ્ધ આ સમું. ૩૨

માટે આ ધર્મસંગ્રામ આવો જો ન કરીશ તું,
તો તું સ્વધર્મ ને કીર્તિ છાંડી પામીશ પાપને. ૩૩

અખંડ કરશે વાતો લોકો તારી અકીર્તિની;
માની પુરુષને કાજે અકીર્તિ મૃત્યુથી વધું. ૩૪

ડરીને રણ તેં ટાળ્યું માનશે સૌ મહારથી;
રહ્યો સન્માન્ય જેઓમાં તુચ્છ તેને જ તું થશે. ૩૫

---

૧૩. હણી ન શકાય એવો.

ન બોલ્યાના ઘણા બોલ શત્રુઓ તુજ બોલશે;
નિંદશે તુજ સામર્થ્ય, તેથી દુ:ખ કયું વધુ? ૩૬

હણાયે પામશે સ્વર્ગ, જીત્યે ભોગવશે મહી;
માટે, પાર્થ ખડો થા તું, યુદ્ધાર્થે દૃઢ નિશ્ચયે. ૩૭

લાભ–હાનિ, સુખો–દુ:ખો, હાર–જીત કરી સમ,
પછી યુદ્ધાર્થ થા સજ્જ, તો તને પાપ ના થશે. ૩૮

કહી આ સાંખ્યની બુદ્ધિ, હવે સાંભળ યોગની;
જે બુદ્ધિથી થયે યુક્ત તોડીશ કર્મબંધનો. ૩૯

આદર્યું વણસે ના ને વિઘ્ન ના ઊપજે અહીં;
અંશ આ ધર્મનો સ્વલ્પે ઉગારે ભયથી વડા. ૪૦

એમાં મનુષ્યની બુદ્ધિ એકનિશ્ચયમાં રહે;
અનંત, બહુ શાખાળી બુદ્ધિ નિશ્ચયહીનની. ૪૧

આવી જે ખીલવી બોલે વાણીને અલ્પબુદ્ધિના,
વેદવાદ વિષે મગ્ન, કહેનારા ‘અન્ય ના કશું’; ૪૨

સકામ, સ્વર્ગના લોભી, ક્રિયા-કર્મો વડે ભરી,
જન્મ-કર્મફળો દેતી, ભોગ-ઐશ્વર્યની ગતિ[૧૪]: ૪૩

ભોગ-ઐશ્વર્યના મોહે હરાઈ બુદ્ધિ તે થકી
તેમની બુદ્ધિની નિષ્ઠા ઠરે નહિ સમાધિમાં[૧૫]. ૪૪

ત્રિગુણાત્મક વેદાર્થો[૧૬], થા ગુણાતીત, આત્મવાન્,
નિશ્ચિંત યોગ ને ક્ષેમે, નિર્દ્વંદ્વ, નિત્ય-સત્ત્વવાન્[૧૭]. ૪૫

---

૧૪. શ્લો. ૪૨-૪૩નો અન્વય આમ બેસાડવો; વેદવાદ વિષે મગ્ન, 'અન્ય ના કશું' કહેનારા, સકામ, સ્વર્ગના લોભી (એવા) અલ્પ બુદ્ધિના (લોકો), ક્રિયા-કર્મો વડે ભરી, જન્મકર્મ ફળો દેતી, ભોગ-ઐશ્વર્યની ગતિ (દેખાડનારી) જે આવી ખીલવી (ને) વાણીને બોલે છે :

૧૫. એકાગ્રતામાં, નિશ્ચિતતામાં.

૧૬. વેદના વિષયો.

૧૭. સત્ત્વ એટલે શુદ્ધ ભાવના અને બુદ્ધિ; તેમાં રહેલો.

નીર–ભરેલ સર્વત્ર તળાવે કામ જેટલું,
તેટલું સર્વ વેદોમાં વિજ્ઞાની બ્રહ્મનિષ્ઠને[૧૮]. ૪૬

કર્મે જ અધિકારી[૧૯] તું, ક્યારેય ફળનો નહિ;
મા હો કર્મફળે દૃષ્ટિ, મા હો પ્રીત અકર્મમાં. ૪૭

કર યોગે રહી કર્મ, તેમાં આસક્તિને ત્યજી;
યશાયશ સમા જાણી;–સમતા એ જ યોગ છે. ૪૮

અત્યંત હીન તો કર્મ બુદ્ધિયોગ થકી[૨૦] ખરે;
શરણું બુદ્ધિમાં શોધ, દીન છે ફળવાંછુઓ. ૪૯

---

૧૮. બે અર્થ કરાય છે: (૧) બધે પાણીથી ભરેલાં, (૨) બધે પાણી ભર્યું હોય પછી, તળાવમાં કેટલું કામ? ઉત્તર (૧) ખપ જેટલું; (૨) મુદ્દલ નહિ. એ પ્રમાણે બ્રહ્મનિષ્ઠને વેદોનો ખપ કેટલો? ઉત્તર (૧) ખપ પૂરતો; (૨) મુદ્દલ નહિ. મને પહેલો અર્થ વધારે ઠીક લાગે છે

૧૯. અધિકાર–સત્તા ભોગવનારો.

૨૦. બુદ્ધિનો સાધારણ અર્થ જ્ઞાન થાય છે. પણ ભગવાન ગીતામાં એને સમતાની બુદ્ધિ(નિષ્ઠા)ના અર્થમાં જ વાપરે છે. અર્જુનના ધ્યાનમાં એ આવતું નથી, માટે

બુદ્ધિયોગી અહીં છોડે પાપ ને પુણ્ય બેઉયે;
માટે થા યોગમાં યુક્ત, કર્મે કૌશલ્ય[21] યોગ જ. ૫૦
કર્મના ફળને ત્યાગી બુદ્ધિયોગી મુનીશ્વરો
જન્મના બંધથી છૂટી પોંચે નિર્દોષ[22] ધામને. ૫૧
મોહનાં કળણો જ્યારે તારી બુદ્ધિ તરી જશે,
સુણ્યું ને સુણવું બાકી બેએ[23] નિર્વેદ[24] આવશે. ૫૨
બહુ સુણી ગૂંચાયેલો થશે તું સ્થિરબુદ્ધિનો,
સમાધિમાં સ્થિતપ્રજ્ઞ, ત્યારે તું યોગ પામશે. ૫૩

---

૩જા અને ૫મા અધ્યાયની ચર્ચા કરવી પડે છે. બુદ્ધિ, બુદ્ધિયોગ, બુદ્ધિયોગી, યોગી, યુક્ત, યોગ એ બધા શબ્દોમાં સમતાની બુદ્ધિ અને સમતાનો યોગ એમ સમજવું.

૨૧. (૧) નિર્વિઘ્નતા, (૨) નિપુણતા: સમત્વબુદ્ધિ એ જ કર્મમાં નિર્વિઘ્નતા કે નિપુણતા છે. કેટલાક એમ પણ અર્થ કરે છે કે કર્મમાં નિપુણતા એ જ યોગ છે. પણ એ બરાબર અર્થ નથી.

૨૨. પાપ વિનાનું, મુક્તિનું. ૨૩. બેઉમાં.

૨૪. વૈરાગ્ય, તૃપ્તિ, શાંતિ.

**અર્જુન બોલ્યા—**

સમાધિમાં સ્થિતપ્રજ્ઞ જાણવો કેમ, કેશવ?
બોલે, રહે, ફરે કેમ, મુનિ જે સ્થિરબુદ્ધિનો? ૫૪

**શ્રી ભગવાન બોલ્યા—**

મનની કામના સર્વે છોડીને, આત્મમાં જ જે
રહે સંતુષ્ટ આત્માથી, તે સ્થિતપ્રજ્ઞ જાણવો. ૫૫
દુઃખે ઉદ્વેગ ના ચિત્તે, સુખોની ઝંખના ગઈ;
ગયા રાગ-ભય-ક્રોધ, મુનિ તે સ્થિરબુદ્ધિનો. ૫૬
આસક્ત નહિ જે ક્યાંય, મળ્યે કાંઈ શુભાશુભ
ન કરે હર્ષ કે દ્વેષ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૫૭
કાચબો જેમ અંગોને, તેમ જે વિષયોથકી
સંકેલે ઇન્દ્રિયો પૂર્ણ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૫૮
નિરાહારી શરીરીના ટળે છે વિષયો છતાં,
રસ રહી જતો તેમાં, તે ટળે પેખતાં પર[૨૫]. ૫૯
પ્રયત્નમાં રહે તોયે શાણાયે નરના હરે
મનને ઇન્દ્રિયો મસ્ત વેગથી વિષયો ભણી. ૬૦

૨૫. ઊંચી વસ્તુ, બ્રહ્મ.

યોગથી તે વશે રાખી રહેવું મત્પરાયણ,
ઇન્દ્રિયો સંયમે જેની, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૬૧

વિષયોનું રહે ધ્યાન તેમાં આસક્તિ ઊપજે,
જન્મે આસક્તિથી કામ, કામથી ક્રોધ નીપજે; ૬૨
ક્રોધથી મૂઢતા આવે, મૂઢતા સ્મૃતિને હરે;
સ્મૃતિલોપે બુદ્ધિનાશ, બુદ્ધિનાશે વિનાશ છે. ૬૩

રાગ ને દ્વેષ છૂટેલી ઇન્દ્રિયે વિષયો ગ્રહે
વશેન્દ્રિય સ્થિરાત્મા જે, તે પામે છે પ્રસન્નતા. ૬૪

પામ્યે પ્રસન્નતા તેનાં દુઃખો સૌ નાશ પામતાં;
પામ્યો પ્રસન્નતા તેની બુદ્ધિ શીઘ્ર બને સ્થિર. ૬૫
અયોગીને નથી બુદ્ધિ, અયોગીને ન ભાવના;
ન ભાવહીનને શાંતિ, સુખ ક્યાંથી અશાંતને? ૬૬

ઇન્દ્રિયો વિષયે દોડે, તે પૂંઠે જે વહે મન,
દેહીની તે હરે બુદ્ધિ, જેમ વા નાવને જળે. ૬૭
તેથી જેણે બધી રીતે રક્ષેલી વિષયોથકી
ઇન્દ્રિયો નિગ્રહે રાખી, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૬૮

નિશા જે સર્વ ભૂતોની, તેમાં જાગ્રત સંયમી,
જેમાં જાગે બધાં ભૂતો, તે જ્ઞાની મુનિની નિશા. ૬૯

સદા ભરાતા અચલપ્રતિષ્ઠ
સમુદ્રમાં નીર બધાં પ્રવેશે;
જેમાં પ્રવેશે સહુ કામ તેમ,
તે શાંતિ પામે નહિ કામકામી[૨૬]. ૭૦

છોડીને કામના સર્વે ફરે જે નર નિઃસ્પૃહ,
અહંતા–મમતા મૂકી, તે પામે શાંતિ, ભારત. ૭૧

આ છે બ્રહ્મદશા, એને પામ્યે ના મોહમાં પડે;
અંતકાળેય તે રાખી બ્રહ્મનિર્વાણ મેળવે. ૭૨

---

૨૬. સહેજ ફેર સાથે આ શ્લોકના પણ બે અર્થો શક્ય છે. (૧) સદા ભરાતા (અને) અચળ પ્રતિષ્ઠાવાળા સમુદ્રમાં (જેમ) બધાં નીર પ્રવેશે છે, તેમ જેમાં સહુ કામ પ્રવેશે, તે કામકામી શાંતિ પામે નહિ. (૨) સદા ભરાતાં (છતાં) અચળ પ્રતિષ્ઠ . . . તે શાંતિ પામે; કામકામી નહિ (પામે). કામકામી=કામનાઓની ઇચ્છા કરવાવાળો.

# અધ્યાય ૩જો

## કર્મસિદ્ધાન્ત

**અર્જુન બોલ્યા—**

કર્મથી બુદ્ધિ તો શ્રેષ્ઠ એમ જો માનતા તમે,
તો પછી ઘોર કર્મોમાં પ્રેરો કેમ તમે મને? ૧

મિશ્રશાં વાક્યથી, જાણે, મૂંઝવો મુજ બુદ્ધિને;
એક તે જ કહો નિશ્ચે, જે વડે શ્રેય પામું હું. ૨

**શ્રી ભગવાન બોલ્યા—**

બે પ્રકારે કહી નિષ્ઠા[1] આ લોકે પૂર્વથી જ મેં;
સાંખ્યની જ્ઞાનયોગે ને યોગીની કર્મયોગથી. ૩

કર્મ ન આદરે તેથી નિષ્કર્મી થાય ના જન;
ન તો કેવળ સંન્યાસે મેળવે પૂર્ણ સિદ્ધિને. ૪

૧. બુદ્ધિની નિશ્ચયાત્મક સ્થિતિ.

રહે ક્ષણેય ના કોઈ ક્યારે કર્મ કર્યાં વિના;
પ્રકૃતિના ગુણે સર્વે અવશે[2] કર્મ આચરે. ૫

રોકી કર્મેન્દ્રિયો રાખે, સ્મરતો ચિત્તમાં રહે
વિષયોને મહામૂઢ — મિથ્યાચાર ગણાય તે. ૬

જે અનાસક્ત દેહી તો નીમીને[3] ઇન્દ્રિયો મને,
આચરે કર્મનો યોગ કર્મેન્દ્રિયે, વિશેષ તે. ૭

નીમેલાં કર કર્મો તું, ચડે કર્મ અકર્મથી;
ન તારી દેહયાત્રાયે સિદ્ધ થાય અકર્મથી. ૮

વિના યજ્ઞાર્થ કર્મોથી આ લોકે કર્મબંધન;
આચર કર્મ યજ્ઞાર્થે, છોડી આસક્તિ, અર્જુન. ૯

યજ્ઞ સાથ પ્રજા સર્જી બ્રહ્મા પૂર્વે વદ્યા હતા —
'વધજો આ થકી, થાજો તમારી કામધેનુ આ. ૧૦

પોષજો આ વડે દેવો, પોષો તે તમને વળી;
પરમશ્રેયને પામો પોષી એમ પરસ્પર. ૧૧

---

૨. પરાણે, ઇચ્છે કે ન ઇચ્છે તોયે.

૩. નિયમમાં રાખીને.

યજ્ઞે સંતોષ પામેલા આપશે ઇષ્ટભોગ તે;
તેઓ દે, તેમને દે ના, તેવો ખાનાર ચોર જ. ૧૨

છૂટે સૌ પાપથી સંતો, જે ખાય યજ્ઞનું વધ્યું;
પોતા માટે જ જે રાંધે, તે પાપી પાપ ખાય છે. ૧૩

અન્નથી ઊપજે જીવો; વૃષ્ટિથી અન્ન નીપજે;
યજ્ઞથી થાય છે વૃષ્ટિ; કર્મથી યજ્ઞ ઉદ્‌ભવે; ૧૪

મહદ્‌થી[૪] ઊપજ્યું કર્મ; મહદ્ અક્ષરથી[૫] થયું;
સર્વવ્યાપક તે બ્રહ્મ આમ યજ્ઞે સદા રહ્યું. ૧૫

ચક્ર આવું પ્રવર્તેલું જગે જે ચલવે નહિ,
ઇંદ્રિયારામ તે પાપી વ્યર્થ જીવન ગાળતો. ૧૬

આત્મામાં જ રમે જે તો, આત્માથી તૃપ્ત જે રહે,
આત્મામાં જ સંતુષ્ટ, તેને કો' કાર્ય ના રહ્યું. ૧૭

કરે કે ન કરે તેથી તેને કો' હેતુ ના જગે;
કોઈયે ભૂતમાં તેને કશો સ્વાર્થ રહ્યો નહિ. ૧૮

---

૪. મહત્તત્ત્વ–ચિત્ત પ્રકૃતિનું પહેલું પ્રગટ રૂપ
૫. આત્મા, બ્રહ્મ.

તેથી થઈ અનાસક્ત કાર્ય[6] કર્મ સદા કર;
કર્મને કરતો દેહી અસંગે શ્રેય મેળવે. ૧૯

કર્મ વડે જ સંસિદ્ધિ મેળવી જનકાદિએ;
પેખીને લોકકલ્યાણે તને તે કરવાં ઘટે. ૨૦

મહાજનો કરે જે જે તે જ અન્ય જનો કરે;
તે જેને માન્યતા આપે, મનુષ્યો તે ચલાવતા. ૨૧

મ'ને નથી ત્રણે લોકે કર્તવ્ય કંઈયે રહ્યું;
ન પામવું અપામેલું, તોયે વર્તું હું કર્મમાં. ૨૨

કદાચેય ન જો વર્તું કર્મે હું આળસ ત્યજી,
મનુષ્યો અનુવર્તે[7] તો સર્વથા મુજ માર્ગને. ૨૩

પામે વિનાશ લોકો[8] આ જો હું કર્મ ન આચરું;
કર્તા સંકરનો થાઉં, પ્રજાના નાશને કરું. ૨૪

અજ્ઞાની આચરે કર્મ જેમ આસક્તિ રાખતો;
તેમ જ્ઞાની અનાસક્ત લોકકલ્યાણ ઇચ્છતો. ૨૫

---

૬. કર્તવ્યરૂપ. ૭. અનુસરશે.
૮. સર્વ સૃષ્ટિ.

કર્મે આસક્ત અજ્ઞોનો[૯] કરવો બુદ્ધિભેદ[૧૦] ના;
શોધવાં[૧૧] સર્વ કર્મોને જ્ઞાનીએ યોગથી કરી. ૨૬

પ્રકૃતિના ગુણોથી જ સર્વ કર્મો કરાય છે;
અહંકારે બની મૂઢ ' હું કર્તા ' માનતો નર. ૨૭

ગુણકર્મ વિભાગોના તત્ત્વને જાણનાર તો
'ગુણો વર્તે ગુણોમાંહી' માની આસક્ત થાય ના. ૨૮

ગુણકર્મે થતા સક્ત, પ્રકૃતિગુણમૂઢ[૧૨] જે;
તેવા અલ્પજ્ઞ મંદોને સર્વજ્ઞે ન ચળાવવા. ૨૯

મારામાં સર્વ કર્મોને અર્પી અધ્યાત્મબુદ્ધિથી[૧૩],
ન રાખી મમતા આશા નિર્વિકારી થઈ લડ. ૩૦

---

૯. અજ્ઞાનીઓનો. ૧૦. શંકા–કુશંકા.

૧૧. સુધારવાં, સંશોધન કરવાં.

૧૨. પ્રકૃતિના ગુણથી મૂઢ થયેલા.

૧૩. મન અને બુદ્ધિથી પર પોતાનું સ્વરૂપ છે એવા નિશ્ચયથી.

મારા આ મતને માની વર્તે જે માનવો સદા,
અપાપવૃત્તિ, વિશ્વાસુ, છૂટશે તેય કર્મથી. ૩૧

જે પાપવૃત્તિને રાખી મારા મતે ન વર્તતા,
ડૂબે અબુદ્ધિઓ, જાણ, સકલજ્ઞાનહીન તે. ૩૨

જેવી પ્રકૃતિ પોતાની જ્ઞાનીયે તેમ વર્તતો;
સ્વભાવે જાય પ્રાણીઓ, કરે નિગ્રહ કેટલું? ૩૩

ઇન્દ્રિયોને સ્વઅર્થોમાં રાગદ્વેષ રહે ખડા;
તેમને વશ ના થાવું, દેહીના માર્ગશત્રુ તે. ૩૪

રૂડો સ્વધર્મ ઊણોયે સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો. ૩૫

**અર્જુન બોલ્યા—**

ત્યારે મનુષ્ય કોનાથી પ્રેરાઈ પાપ આચરે,
ન ઇચ્છતાંય તે, જાણે, હોય જોડાયલો બળે? ૩૬

**શ્રી ભગવાન બોલ્યા—**

એ તો કામ તથા ક્રોધ, જેનો જન્મ રજોગુણે,
મહાભક્ષી[૧૪] મહાપાપી, વેરી તે જાણજે જગે. ૩૭

ધુમાડે અગ્નિ ઢંકાય, રજે ઢંકાય દર્પણ,
ઓરથી ગર્ભ ઢંકાય, કામથી જ્ઞાન તેમજ. ૩૮

કામરૂપી મહાઅગ્નિ, જે ન તૃપ્ત થતો કદી;
ઢંકાયું જ્ઞાન તેનાથી, જ્ઞાનીનો નિત્યવેરી તે. ૩૯

ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ કહ્યાં આધાર કામનાં;
જ્ઞાન ઢાંકી પમાડે તે પ્રાણીને મોહ તે વડે. ૪૦

તે માટે તું કરી પહેલું ઇન્દ્રિયોનું નિયંત્રણ,
જ્ઞાનવિજ્ઞાનઘાતી તે પાપીનો કર નાશ તું. ૪૧

ઇન્દ્રિયોને કહે સૂક્ષ્મ, સૂક્ષ્મ ઇન્દ્રિયથી મન,
મનથી સૂક્ષ્મ તો બુદ્ધિ, બુદ્ધિથી સૂક્ષ્મ તે[૧૫] રહ્યો. ૪૨

એમ બુદ્ધિ પરે[૧૬] જાણી, આપથી આપ નિગ્રહી,
દુર્જય કામરૂપી આ વેરીનો કર ઘાત તું. ૪૩

---

૧૪. મોટો ખાઉધરો. ૧૫. (૧) કામ, (૨) આત્મા.
૧૬. બુદ્ધિથી પર, સૂક્ષ્મ.

## અધ્યાય ૪થો

# જ્ઞાન દ્વારા કર્મનો સંન્યાસ

**શ્રી ભગવાન બોલ્યા—**

પૂર્વે આ અવ્યયી[1] યોગ મેં વિવસ્વાનને કહ્યો;
તેણે તે મનુને ભાખ્યો, તેણે ઇક્ષ્વાકુને કહ્યો. ૧

એમ પરંપરાથી તે જાણ્યો રાજર્ષિએ ઘણા;
લાંબે કાળે પછી લોકે લોપ તે યોગનો થયો. ૨

તે જ મેં આ તને આજે કહ્યો યોગ પુરાતન;
ભક્ત મારો, સખાયે તું, ને આ રહસ્ય ઉત્તમ. ૩

**અર્જુન બોલ્યા—**

પૂર્વે જન્મ્યા વિવસ્વાન, તમારો જન્મ હાલનો;
તો માનું કેમ કે તેને તમે જ આદિમાં કહ્યો? ૪

---

૧. ક્ષીણ ન થનાર.

**શ્રી ભગવાન બોલ્યા—**

વીત્યા મારા ઘણા જન્મો, તારાયે તેમ, અર્જુન;
તે બધા જાણતો હું તો, તું તેને જાણતો નથી. ૫

અજન્મા, અવ્યયાત્મા ને ભૂતોનો ઈશ્વરે છતાં,
ઊપજું આત્મમાયાથી મારી પ્રકૃતિ પેં ચડી. ૬

જ્યારે જ્યારે જગે થાય ધર્મની ગ્લાનિ, ભારત,
અધર્મ પ્રગટે જોરે ત્યારે સર્જું હું આત્મને. ૭

સંતોના રક્ષણાર્થે ને પાપીના નાશકારણે,
ધર્મની સ્થાપના કાજે જન્મ ધારું યુગે યુગે. ૮

મારાં જન્મ તથા કર્મ દિવ્ય છે, આમ તત્ત્વથી
જે જાણે, તે મને પામે મર્યે, જન્મે ન તે ફરી. ૯

ગયા રાગ–ભય–ક્રોધ, મારા આશ્રિત, હુંમય,
ઘણા મદ્‌ભાવને[૨] પામ્યા, શુદ્ધ જ્ઞાનતપે થઈ. ૧૦

જે આશરે મને જેમ, તેમ હું તેમને ભજું;
મનુષ્યો અનુવર્તે[૩] તો સર્વથા મુજ માર્ગને. ૧૧

---

૨ મારા ભાવને–સ્વરૂપને. ૩. અનુસરે

ઇચ્છતા કર્મની સિદ્ધિ દેવોને પૂજતા જનો;
શીઘ્ર તો કર્મની સિદ્ધિ પમાય નરલોકમાં. ૧૨

ગુણ ને કર્મના ભેદે સર્જ્યા મેં ચાર વર્ણને;
તેનો કર્તા, વળી, જાણ અકર્તા છું હું અવ્યય. ૧૩

ન મને લેપતાં કર્મો, ન મને ફળમાં સ્પૃહા;
જે મને ઓળખે એમ, બાંધે તેનેય કર્મ ના. ૧૪

આવાં જ્ઞાને કર્યું કર્મ પૂર્વેનાયે મુમુક્ષુએ;
કર કર્મ જ, તેથી, તું, વૃદ્ધોએ જેમ આચર્યાં. ૧૫

પંડિતોયે મૂંઝાતા કે શું કર્મ, શું અકર્મ તો?
તેથી કર્મ કહું, જેને જાણ્યે છૂટીશ પાપથી. ૧૬

કર્મનું જાણવું મર્મ, જાણવુંયે વિકર્મનું;[૪]
જાણવું જે અકર્મેયે; ગૂઢ છે કર્મની ગતિ. ૧૭

અકર્મ કર્મમાં દેખે, કર્મ દેખે અકર્મમાં;
બુદ્ધિમાન્ તે મનુષ્યોમાં, યોગી તે પૂર્ણ કર્મવાન્. ૧૮

---

૪. વિધર્મ, બીજાનું કર્મ અથવા નિષિદ્ધ કર્મ.

જેના સર્વે સમારંભો[૫] કામ–સંકલ્પ–હીન છે;
તે જ્ઞાનીનાં બળ્યાં કર્મ જ્ઞાનાગ્નિથી, કહે બુધો.[૬] ૧૯

છોડી કર્મફલાસક્તિ, સદા તૃપ્ત, નિરાશ્રયી,
પ્રવર્તે કર્મમાં તોયે કશું તે કરતો નથી. ૨૦

મન–બુદ્ધિ વશે રાખી, તૃષ્ણાહીન, અસંગ્રહી,
કેવળ દેહથી કર્મ કર્યે પાપ ન પામતો. ૨૧

સંતોષ જે મળે તેથી, નિર્દ્વંદ્વ પાપબુદ્ધિ ના;
સિદ્ધિઅસિદ્ધિમાં તુલ્ય, તે ન બંધાય કર્મથી. ૨૨

યોગી, મુક્ત, અનાસક્ત, જ્ઞાનમાં સ્થિર ચિત્તનો,
યજ્ઞાર્થે જે કરે કર્મ, સર્વ તે લય પામતું. ૨૩

બ્રહ્માર્પ્યું બ્રહ્મનિષ્ઠે જે બ્રહ્માજ્ય બ્રહ્મ–અગ્નિમાં,
બ્રહ્મકર્મની નિષ્ઠાથી બ્રહ્મરૂપ જ થાય તે.[૭] ૨૪

---

૫. કર્મો; કર્મ, ધર્મ અને આરંભ શબ્દ ગીતામાં, ઘણુંખરું, એક જ અર્થમાં વપરાયા છે. ૬. જ્ઞાનીઓ.

૭. અન્વય: બ્રહ્મનિષ્ઠે જે બ્રહ્માજ્ય (°=રૂપી ઘી) બ્રહ્માગ્નિમાં બ્રહ્માર્પ્યું (°=માં અર્પણ કર્યું), તે બ્રહ્મકર્મની નિષ્ઠાથી (°=ને લીધે) બ્રહ્મરૂપ જ થાય.

કોઈ યોગી કરે માત્ર દેવ–યજ્ઞ–ઉપાસના,[૭અ]
બ્રહ્મઅગ્નિ વિષે બીજા યજ્ઞ યજ્ઞે જ હોમતા. ૨૫

શ્રોત્રાદિ ઇંદ્રિયો કોઈ હોમે સંયમ–અગ્નિમાં[૮];
શબ્દાદિ વિષયો બીજા હોમતા ઇંદ્રિયાગ્નિમાં[૯]. ૨૬

પ્રાણ ને ઇંદ્રિયોનાં સૌ કર્મોને અન્ય હોમતા,
ચેતાવી જ્ઞાનથી અગ્નિ આત્મસંયમ–યોગનો.[૧૦] ૨૭

સ્થૂળ દ્રવ્યે, તપે, યોગે, સ્વાધ્યાયે, જ્ઞાનથી, વળી,
યતિ[૧૧] ઉગ્ર વ્રતો ધારી કરે યજ્ઞ જુદા જુદા. ૨૮

અપાને પ્રાણને હોમે, તથા પ્રાણે અપાનને,
અપાન–પ્રાણને રોકી પ્રાણાયામ ઉપાસકો. ૨૯

---

૭અ. દેવના યજ્ઞ દ્વારા ઉપાસના.

૮. કુમાર્ગથી ઇંદ્રિયોને રોકવારૂપી તપોયજ્ઞ.

૯. સુમાર્ગે ઇંદ્રિયોને કેળવવારૂપી સ્વાધ્યાયયજ્ઞ.

૧૦. આત્મા (ચિત)નો ધારણા-ધ્યાન-સમાધિવાળો સંયમરૂપી યજ્ઞ.

૧૧. યત્નવાન પુરુષ.

આહાર નિયમે આણી કો હોમે પ્રાણ પ્રાણમાં;
યજ્ઞથી પાપ બાળેલા તે બધા યજ્ઞ જાણતા. ૩૦

યજ્ઞ–શેષ–સુધા–ભોગી[૧૨] પામે બ્રહ્મ સનાતન;
આ લોકે ના વિના યજ્ઞ, તો પછી પરલોક ક્યાં ? ૩૧

બહુ પ્રકારના આવા વેદમાં યજ્ઞ વર્ણવ્યા;
તે સૌ કર્મે થતા જાણ; એ જાણ્યે મુક્ત તું થશે. ૩૨

દ્રવ્ય યજ્ઞ થકી રૂડો જ્ઞાનયજ્ઞ ગણાય તો;
જ્ઞાનમાં સઘળાં કર્મ પૂરેપૂરાં સમાય છે. ૩૩

નમીને, પ્રશ્ન પૂછીને, સેવીને જ્ઞાન પામ તું;
જ્ઞાનીઓ તત્ત્વદર્શી જે તને તે બોધ આપશે. ૩૪

જે જાણ્યેથી ફરી આમ મોહ પામીશ તું નહિ;
કાં જે પેખીશ આત્મામાં–મુજમાં ભૂતમાત્ર તું. ૩૫

હશે તું સર્વ પાપીમાં મહાપાપીય જો કદી,
તોયે તરીશ સૌ પાપો જ્ઞાનનૌકા વડે જ તું. ૩૬

---

૧૨. યજ્ઞની પ્રસાદીરૂપી અમૃત (આત્મજ્ઞાન)ના ભોગી.

જેમ અગ્નિ ભભૂકેલો કરે છે ભસ્મ કાષ્ઠને,
તેમ બાળી કરે ભસ્મ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને. ૩૭

નથી જ આ જગે કાંઈ પવિત્ર જ્ઞાનના સમું;
પાકચે યોગ, યથાકાળે, પામે તે આત્મમાં સ્વયં. ૩૮

મેળવે જ્ઞાન શ્રદ્ધાળુ, જે જિતેંદ્રિય, તત્પર;
મેળવી જ્ઞાનને પામે શીઘ્ર પરમશાંતિને. ૩૯

અજ્ઞાની ને અશ્રદ્ધાળુ, સંશયીનો વિનાશ છે;
આ લોક, પરલોકે ના, સુખે ના સંશયી લહે. ૪૦

યોગથી કર્મને ત્યાગ્યાં, જ્ઞાનથી સંશયો હણ્યા,
એવા આત્મવશીને તો કર્મો બાંધી શકે નહિ. ૪૧

માટે અજ્ઞાનથી જન્મ્યા, હૈયાના સંશયો નિજ;
હણીને જ્ઞાનખડ્ગેથી, યોગે થા સ્થિર, ઊઠ તું. ૪૨

## અધ્યાય ૫મો

# જ્ઞાનદશા

**અર્જુન બોલ્યા—**

કહો સંન્યાસ કર્મોનો, વળી યોગે કહો તમે;
એમાંથી એક જે શ્રેષ્ઠ, તે જ નિશ્ચયથી કહો. ૧

**શ્રી ભગવાન બોલ્યા—**

કર્મસંન્યાસ ને યોગ બંનેયે શ્રેયકારક;
એમાંહીં કર્મનો યોગ કર્મસંન્યાસથી વધે. ૨

જાણવો નિત્ય-સંન્યાસી ઇચ્છા-દ્વેષ-વિહીન જે;
જે નિર્દ્વંદ્વ થયો તે તો છૂટે બંધનથી સુખે. ૩

સાંખ્ય ને યોગ એ ભિન્ન બાળો કહે, પંડિતો નહિ;
એમાં એકેય[1] જો પૂરી સ્થિતિ તો ફળ મેળવે. ૪

જે સ્થાન મેળવે સાંખ્યો, યોગીયે તે જ પામતા;
એક જ સાંખ્ય ને યોગ જે દેખે, તે જ દેખતા. ૫

સંન્યાસ તો, વિના યોગ, પામવો બહુ દુર્લભ;
મુનિ યુક્ત થઈ યોગે બ્રહ્મને શીઘ્ર મેળવે. ૬

યોગયુક્ત, વિશુદ્ધાત્મા,[2] જીતેલો મન–ઇંદ્રિયો,
સર્વ ભૂતતણો આત્મા તે ન લેપાય કર્મથી. ૭

જુએ, સુણે, અડે, સૂંઘે, ખાય, ઊંઘે, વદે, ફરે,
શ્વાસ લે, પકડે, છોડે, પલકારા આંખના કરે– ૮

---

૧. બે પૈકી એકમાંયે. ઘણા એમ અર્થ કરે છે કે એકમાંયે પૂરી સ્થિતિ હોય તો બંનેનું ફળ મેળવે. આ બરાબર નથી લાગતું; કારણ ફળ તો એક આત્મજ્ઞાન અથવા મુક્તિ જ છે. માટે બેનાં ફળ મેળવે એમ કહેવામાં ભ્રમ ઉત્પન્ન થાય છે. બીજા શ્લોકમાં આ સ્પષ્ટ છે.

૨. શુદ્ધચિત્ત થયેલો.

ઇંદ્રિયો નિજ કર્મોમાં વર્તે છે એમ જાણતો,
માને તત્ત્વજ્ઞ યોગી કે 'હું કશું કરતો નથી.' ૯

બ્રહ્માર્પણ કરી કર્મ છોડી આસક્તિને કરે,
પાપથી તે ન લેપાય, પાણીથી પદ્મપાન-શો. ૧૦

શરીરે, મન-બુદ્ધિએ, માત્ર વા ઇંદ્રિયે કરે,
આત્માની શુદ્ધિને કાજે યોગી નિઃસંગ[૩] કર્મને. ૧૧

યોગી કર્મફળો છોડી નિષ્ઠાની[૪] શાંતિ મેળવે;
અયોગી ફળનો લોભી બંધાયે વાસના વડે. ૧૨

સૌ કર્મો મનથી છોડી, સુખે આત્મવશી રહે
નવદ્વારપુરે[૫] દેહી; ના કરે કારવે કંઈ. ૧૩

ન કર્તાપણું, ના કર્મો સર્જતો લોકનાં પ્રભુ; '
ન કર્મફળયોગેયે, સ્વભાવ[૬] જ પ્રવર્તતો. ૧૪

---

૩. અનાસક્ત.

૪. આત્માના નિશ્ચયની.

૫. મોઢું, બે આંખ, બે કાન, ને નસકોરાં, બે મળ દ્વાર-રૂપી નવ દરવાજાવાળા નગરમાં ( શરીરમાં ).

૬. પ્રકૃતિ.

લે નહિ કોઈનું પાપ, તેમ પુણ્યેય ના વિભુ;
અજ્ઞાને જ્ઞાન ઢંકાયું, તેણે સૌ મોહમાં પડે. ૧૫

જ્ઞાનથી નાશ તો પામ્યું નિજ અજ્ઞાન જેમનું;
તેમનું સૂર્ય-શું જ્ઞાન પ્રકાશે પરમાત્મને. ૧૬
જેની આત્મા વિષે બુદ્ધિ, નિષ્ઠા, તત્પરતા, મન,
ને ધોયાં જ્ઞાનથી પાપો, તેવાને જન્મ ના ફરી. ૧૭
વિદ્યા વિનયથી યુક્ત વિપ્રમાં ને સ્વપાકમાં,[૭]
ગાયમાં, ગજમાં, શ્વાને જ્ઞાનીઓ સમદૃષ્ટિ છે. ૧૮
અહીં જ ભવ તે જીત્યા જે સમત્વે[૮] થયા સ્થિર;
નિર્દોષ સમ છે બ્રહ્મ, તેથી તે બ્રહ્મમાં ઠર્યા. ૧૯
મળ્યે પ્રિય ન રાચે તે, નહિ મૂંઝાય અપ્રિયે,
નિર્મોહી, સ્થિરબુદ્ધિ જે બ્રહ્મજ્ઞ બ્રહ્મમાં ઠર્યો. ૨૦
વિષયોમાં અનાસક્ત જાણે આત્મનું જે સુખ;[૯]
બ્રહ્મમાં તે થઈ યુક્ત અક્ષય્ય[૧૦] સુખ ભોગવે. ૨૧

---

૭. કૂતરાનું માંસ ખાનાર ચાંડાલમાં.
૮. સમબુદ્ધિમાં ૯. આત્માનું સુખ શું તે.
૧૦. ક્ષય ન પામનારું.

કાં જે ઇંદ્રિયના ભોગો દુઃખકારણ માત્ર તે;
ઊપજે ને વળી નાશે, જ્ઞાની રાચે ન તે વિષે. ૨૨
કામ ને ક્રોધના વેગો છૂટચા પ્હેલાં જ દેહથી,
અહીં જ જે સહી જાણે, તે યોગી, તે સુખી નર. ૨૩
પ્રકાશ, સુખ ને શાંતિ જેને અંતરમાં મળ્યાં,
બ્રહ્મ થયેલ તે યોગી પામે નિર્વાણ[૧૧] બ્રહ્મમાં. ૨૪
પામે છે બ્રહ્મનિર્વાણ ઋષિઓ ક્ષીણપાપ[૧૨] જે,
અસંશયી, જિતાત્મા ને સર્વભૂતહિતે મચ્યા. ૨૫
કામ ને ક્રોધથી મુક્ત, યતિ જે, આત્મનિગ્રહી,
વર્તે તે આત્મજ્ઞાનીને બ્રહ્મનિર્વાણ સૌ દિશે. ૨૬

વિષયોને કરી દૂર, દૃષ્ટિ ભ્રૂ-મધ્યમાં ધરી,
નાસિકામાં ફરે એ તે પ્રાણાપાન કરી સમ, ૨૭
ઇંદ્રિયો, મન ને બુદ્ધિ જીત્યાં, મોક્ષપરાયણ,
ટાળ્યાં ઇચ્છા-ભય-ક્રોધ, તે મુનિ મુક્ત તો સદા. ૨૮
મને સૌ ભૂતનો મિત્ર, સર્વ-લોક-મહેશ્વર,
યજ્ઞ ને તપનો ભોક્તા જાણી તે શાંતિ પામતો. ૨૯

---

૧૧. મોક્ષ. ૧૨. જેમનાં પાપ નાશ પામ્યાં છે.

## અધ્યાય ૬ઠ્ઠો

# ચિત્તનિરોધ

**શ્રી ભગવાન બોલ્યા—**

ફળે આશ્રય છોડી જે કરે કર્તવ્ય કર્મને,
તે સંન્યાસી તથા યોગી, ન જે નિર્યજ્ઞ, નિષ્ક્રિય[1]. ૧

જેને સંન્યાસ કહે લોકે, તેને તું યોગ જાણજે;
વિના સંકલ્પ-સંન્યાસ[2] યોગી થાય ન કોઈએ; ૨

યોગમાં ચઢવા કાજે કારણ[3] કર્મ તો કહ્યું;
યોગમાં સિદ્ધ તેને જ કારણ[4] શાંતિ તો કહ્યું. ૩

---

૧. જે યજ્ઞ તથા કર્મો છોડે છે તે નહિ.

૨. સંકલ્પને છોડ્યા વિના.

૩. (સંકલ્પસંન્યાસરૂપી યોગનું) સાધન.

૪. નિમિત્ત સિદ્ધ થયેલા યોગીને કર્મનું નિમિત્ત-પ્રયોજન એની શાંતિ છે. એને કર્મનો ત્યાગ કરવાનો

ભોગે કે કર્મમાં જ્યારે આસક્ત નહિ થાય તે,
સર્વસંકલ્પસંન્યાસી યોગમાં સિદ્ધ તે કહ્યો. ૪

આપને તારવો આપે, આપને ન ડુબાડવો;
આપે જ આપનો બંધુ, આપે જ શત્રુ આપનો. ૫

આપ જ આપને જીત્યે આપ તે આત્મનો સખા;
અજિતાત્માતણો આત્મા વર્તતો શત્રુશો બની. ૬

શાંત ચિત્ત જિતાત્માનો પરમાત્મા[5] સમાધિમાં[6]
ટાઢે-તાપે, સુખે-દુઃખે, માનાપમાનમાં રહે. ૭

---

આગ્રહ નથી, તે જ એને કર્મનું કારણ—નિમિત્ત છે. શાંતિ ન હોય ત્યારે કરવું, ન કરવું એવો આગ્રહ હોય.

૫. આગલા બે શ્લોકોમાં આપ અને આત્મા શબ્દ મન, બુદ્ધિ, ચિત્ત વગેરેના અર્થમાં છે. તે સાથે ગોટાળો ન થાય માટે એ બધાંથી પર શુદ્ધ આત્મા સૂચવવા અહીં પરમાત્મા શબ્દ વપરાયો છે.

૬. સમાધાનયુક્ત સ્થિતિમાં.

જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત, બ્રહ્મનિષ્ઠ, જિતેંદ્રિય,
યુક્ત[7] તેથી કહ્યો યોગી समलोष्टाश्मकाञ्चन[8] ૮

વા'લા, વેરી, સખા, મધ્ય, ઉદાસી, દ્વેષ્ય[9] ને સગા,
સાધુ અસાધુમાં જેને સમબુદ્ધિ, વિશેષ તે. ૯

•

**આ**શા-પરિગ્રહો છોડી, નિગ્રહી મનબુદ્ધિને,
યોગીએ યોજવો આત્મા એકાંતે, નિત્ય, એકલા. ૧૦

શુદ્ધ સ્થાને, ક્રમે[10] નાંખી દર્ભ, ચર્મ અને પટ,
ન બહુ ઊંચું કે નીચું સ્થિર આસન વાળવું. ૧૧

---

૭. સમત્વબુદ્ધિવાળો.

૮. આ ચરણ ગુજરાતી ધાર્મિક સાહિત્યમાં કહેવતની જેમ પ્રસિદ્ધ છે માટે તેમ જ રાખ્યું છે. તેનો અર્થ ઢેફું, પથ્થર અને સોનામાં સમ. ગુજરાતી ચરણ 'હેમે -લોહે-ધૂળે સમ' કરી શકાય.

૯. દ્વેષ કરવા જેવો નિગ્રહ કરી.

૧૦. એક પછી એક.

કરીને મન એકાગ્ર, રોકી ચિત્તેંદ્રિયક્રિયા[૧૧],
બેસીને આસને યોગ આત્મશુદ્ધ્યર્થ[૧૨] યોજવો. ૧૨

કાયા, મસ્તક ને ડોક સીધાં, નિશ્ચળ ને સ્થિર,
ને રાખી દૃષ્ટિ નાસાગ્રે, આસપાસ ન ભાળવું. ૧૩

શાંત ચિત્ત, ભયે મુક્ત, વ્રતસ્થ[૧૩], મત્પરાયણ,
યોગથી મનને રોકી રહેવું મત્પરાયણ. ૧૪

યોજતો નિત્ય આત્માને આમ યોગી, મનોજયી,
નિર્વાણદાયિની[૧૪] શાંતિ પામે, જે મુજમાં રહે. ૧૫

ન તો ઘણા આહારે, નયે કેવળ લાંઘણે,
ઊંઘે, જાગ્યેય ના ઝાઝે, યોગની સાધના થતી. ૧૬

યોગ્ય વિહાર આહાર, યોગ્ય પ્રવૃત્તિ કર્મમાં,
યોગ્ય જાગૃતિ ને નિદ્રા, તે કરે યોગ દુઃખહા[૧૫]. ૧૭

---

૧૧. ચિત્ત અને ઇંદ્રિયની ક્રિયાઓ.

૧૨. ચિત્તશુદ્ધિ માટે.

૧૩. બ્રહ્મચારી. ૧૪. મોક્ષ આપનારી.

૧૫. દુઃખનો નાશ કરનાર.

નિયમે પૂર્ણ આવેલું મન આત્મા વિષે ઠરે;
નિઃસ્પૃહ કામનાથી સૌ થયે કહેવાય યુક્ત તે. ૧૮

વાયુહીન સ્થળે જેમ ન હાલે દીપની શિખા,
સંયમી આત્મયોગીના ચિત્તની ઉપમા ગણી. ૧૯

જ્યાં યોગાભ્યાસથી ચિત્ત નિરોધે લે વિરામને,
જ્યાં પેખી આત્મથી આત્મા પામે સંતોષ આત્મમાં. ૨૦

જ્યાં રહ્યું સુખ અત્યંત, બુદ્ધિગ્રાહ્ય[૧૬], અતીંદ્રિય[૧૭],
તે જાણે, ને રહી તેમાં તત્ત્વથી તે ડગે નહિ. ૨૧

જે મળ્યે અન્ય કો લાભ ન માને તે થકી વધુ;
જેમાં રહ્યે ચળે ના તે મોટાંયે દુઃખથી કદી. ૨૨

વિયોગ દુઃખનો જેમાં, એવો તે યોગ જાણવો;
પ્રસન્ન ચિત્તથી એવો યોગ નિશ્ચય યોજવો. ૨૩

સંકલ્પે ઊઠતા કામો સંપૂર્ણ સઘળા ત્યજી,
મનથી ઇંદ્રિયોને સૌ બધેથી નિયમે કરી, ૨૪

---

૧૬. બુદ્ધિને જ સમજનારું
૧૭. ઇંદ્રિયોથી સૂક્ષ્મ-પર.

ધીરે ધીરે કરી શાંત ધૃતિપૂર્વક બુદ્ધિથી,
આત્મામાં મનને રાખી ચિંતવવું ન કાંઇયે. ૨૫

જ્યાંથી જ્યાંથી ચળી જાય મન ચંચળ, અસ્થિર,
ત્યાં ત્યાંથી નિયમે લાવી આત્મામાં જ કરે વશ. ૨૬

પ્રશાંતમન, નિષ્પાપ, યોગી, વિકારમુક્ત જે,
બ્રહ્મરૂપ થયેલો તે પામે છે સુખ ઉત્તમ. ૨૭

આમ નિષ્પાપ તે યોગી આત્માને યોજતો સદા,
સુખેથી બ્રહ્મને પામી અત્યંત સુખ ભોગવે. ૨૮

યોગે થયેલ યુક્તાત્મા, સર્વત્ર સમદૃષ્ટિ તે
દેખે સૌ ભૂતમાં આત્મા ને સૌ ભૂતોય આત્મમાં. ૨૯

જે સર્વત્ર મને દેખે, સર્વેને મુજમાં વળી,
તેને વિયોગ ના મારો, મને તેનોય ના થતો. ૩૦

જે ભજે એકનિષ્ઠાથી સર્વભૂતે રહ્યા મંને,
વર્તતાં સર્વ રીતેયે તે યોગી મુજમાં રહ્યો. ૩૧

આત્મસમાન સર્વત્ર જે દેખે સમબુદ્ધિથી
જે આવે સુખ કે દુઃખ, તે યોગી શ્રેષ્ઠ માનવો. ૩૨

**અર્જુન બોલ્યા—**

જે તમે આ કહ્યો યોગ સમબુદ્ધિ તણો મને,
ચંચળ મનમાં તેની દેખું હું સ્થિરતા નહિ. ૩૩

મન ચંચળ, મસ્તાની, અતિશે બળવાન તો,
માનું નિગ્રહ છે તેનો વાયુની જેમ દુષ્કર.[૧૮] ૩૪

**શ્રી ભગવાન બોલ્યા—**

મન ચંચળ તો, સાચે, અતિ દુષ્કર ઝાલવું,
તોયે અભ્યાસ-વૈરાગ્યે[૧૯], જાણ, ઝાલવું શક્ય તે. ૩૫

આત્મસંયમ ના તેને માનું હું યોગ દુર્લભ;
આત્મવશી[૨૦] પ્રયત્ને જે તેને શક્ય ઉપાયથી. ૩૬

**અર્જુન બોલ્યા—**

શ્રદ્ધાળુ, તોય ના યત્ન, ચિત્તેય યોગથી ચળ્યું;
ન પામે યોગસંસિદ્ધિ, તેની શી ગતિ તો પછી ? ૩૭

---

૧૮. કઠણ. ૧૯. અભ્યાસ અને વૈરાગ્યથી.
૨૦. સંયમી.

પામે નાશ નિરાધાર છૂટી કો વાદળી સમો,
બેઉ રીતે થયો ભ્રષ્ટ, ભૂલેલો બ્રહ્મમાર્ગ તે? ૩૮

કૃષ્ણ, સંશય આ મારો સંપૂર્ણ ટાળવો ઘટે;
નથી આપ વિના બીજો જે આ સંશયને હણે. ૩૯

### શ્રી ભગવાન બોલ્યા—

અહીં કે પરલોકેયે તેનો નાશ નથી કદી;
બાપુ, કલ્યાણકારી કો દુર્ગતિ પામતો નથી. ૪૦

પામી તે પુણ્યલોકોને, વસીને દીર્ઘ કાળ ત્યાં,
શુચિ[૨૧] શ્રીમાનને ઘેર યોગભ્રષ્ટ સુજન્મ લે. ૪૧

વા બુદ્ધિમાન યોગીના કુળે તે જન્મ પામતો,
ઘણો દુર્લભ આવો તો આ લોકે જન્મ પામવો. ૪૨

ત્યાં તે જ બુદ્ધિનો યોગ મેળવે પૂર્વજન્મનો,
ને ફરી સિદ્ધિને માટે કરે આગળ યત્ન તે. ૪૩

પૂર્વના તે જ અભ્યાસે ખેંચાય અવશેય તે,
યોગજિજ્ઞાસુયે તેથી વેદની[૨૨] પાર જાય તે. ૪૪

---

૨૧. પવિત્ર. ૨૨. કર્મકાંડની.

ખંતથી કરતો યત્ન દોષોથી મુક્ત તે થઈ,
ઘણા જન્મે થઈ સિદ્ધ યોગી પામે પરંગતિ. ૪૫

તપસ્વીથી વડો યોગી, જ્ઞાનીથીયે વડો ગણ્યો;
કર્મીઓથી વડો યોગી, તેથી યોગી તું, પાર્થ, થા. ૪૬
યોગીઓમાંય સર્વેમાં, જે શ્રદ્ધાળુ મને ભજે
મારામાં ચિત્તને પ્રોઈ, તે યોગી શ્રેષ્ઠ મેં ગણ્યો. ૪૭

# અધ્યાય ૭મો

# જ્ઞાનવિજ્ઞાન

**શ્રી ભગવાન બોલ્યા—**

આસક્ત મુજમાં, મારા આશ્રયે યોગ યોજતો,
જેમ સમગ્ર નિઃશંક મને જાણીશ, તે સુણ. ૧

વિજ્ઞાને સહ આ જ્ઞાન સંપૂર્ણ કહું છું તને,
જે જાણ્યેથી પછી બીજું જગે ના જાણવું રહે. ૨

હજારો માનવે કોક સિદ્ધિનો યત્ન આદરે;
ને સિદ્ધ યતિઓમાંયે કો'જ તત્ત્વે લહે મ'ને. ૩

ભૂ, જળ, અગ્નિ, વા, વ્યોમ, મન, બુદ્ધિ, અહંકૃતિ—
આ આઠ વર્ગના ભેદે મારી પ્રકૃતિ છે રહી. ૪

આ સૌ અપર, તેનાથી પર પ્રકૃતિ અન્ય છે,
જીવના રૂપમાં, તેણે આ સર્વ જગને ધર્યું. ૫

એ બેથી સઘળાં ભૂતો ઊપજે એમ જાણજે;
સમગ્ર વિશ્વનો, પાર્થ, હું જ ઉત્પત્તિ ને લય. ૬

બીજું કોઈ નથી તત્ત્વ મારાથી પર જે કહો,
હું-માં આ સૌ પરોવાયું દોરામાં મણકા સમું. ૭

રસ હું જળ માંહી ને પ્રભા છું સૂર્યચંદ્રમાં,
ઓં (૩)[૧] વેદે, નભે શબ્દ, નરોમાં પુરુષાતન. ૮

પવિત્ર ગંધ પૃથ્વીમાં, અગ્નિમાં છું પ્રકાશ હું;
જીવન સર્વ ભૂતોમાં, તપસ્વીઓ વિષે તપ. ૯

સર્વ ભૂતોતણું બીજ મને, જાણ, સનાતન;
બુદ્ધિમાનો તણી બુદ્ધિ, તેજસ્વીઓનું તેજ હું. ૧૦

કામ ને રાગથી મુક્ત બળ હું બળવાનનું;
ધર્મને અવિરોધી જે, એવો હું કામ ભૂતમાં. ૧૧

---

૧. ત્રણ માત્રા જેટલો દીર્ઘ ઉચ્ચાર કરવો.

વળી, સાત્ત્વિક જે ભાવો, રજ ને તમનાય જે;
મારા થકી જ તે જાણ, નથી તેમાં હું, તે હું-માં. ૧૨

ત્રિગુણાત્મક ભાવે તે મોહેલું સર્વ આ જગત્
ઓળખે ના મને, જે હું તે સૌથી પર અવ્યય. ૧૩

ત્રિગુણાત્મક આ દૈવી માયા દુસ્તર તો મુજ;
મારે જ શરણે આવે, તે આ માયા જતા તરી. ૧૪

મારે ન શરણે આવે પાપી મૂઢ નરાધમો
માયાએ જ્ઞાન લૂંટેલા, આસુરી ભાવ સેવતા. ૧૫

ચાર પ્રકારના ભક્તો પુણ્યવાન ભજે મ'ને;
આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી, ચોથો જ્ઞાની પરંતપ. ૧૬

તેમાં જ્ઞાની સદા યોગી, અનન્ય ભક્ત, તે ચડે;
જ્ઞાનીને હું ઘણો વા'લો, તેયે વા'લો મને, વળી. ૧૭

તે સૌ સંતજનો તોયે જ્ઞાની આત્મા જ છે મુજ;
જે રહ્યો યુક્ત મારામાં, જેનાથી શ્રેષ્ઠ ના ગતિ. ૧૮

પામી જ્ઞાન ઘણે જન્મે તે આવે શરણે મ'ને
'સર્વ આ બ્રહ્મ' જાણી તે મહાત્મા અતિ દુર્લભ. ૧૯

જેનું કામે[2] લૂંટયું જ્ઞાન, તે ભજે અન્ય દૈવતો;
તેમના નિયમો ધારી, બાંધ્યા પ્રકૃતિએ નિજ. ૨૦

જે જે સ્વરૂપ જે ઇચ્છે શ્રદ્ધાપૂર્વક પૂજવા,
તે તે ભક્તતણી શ્રદ્ધા તેવી જ કરું નિશ્ચળ. ૨૧

તે શ્રદ્ધાથી થઈ યુક્ત તેની આરાધના ગમે,
તે દ્વારા મેળવે ભોગો, નિર્માતા હું જ જેમનો. ૨૨

તે મંદબુદ્ધિનાં થાય નાશવંત જ એ ફળો;
દેવોના ભક્ત દેવોને, મારા ભક્તો મને મળે. ૨૩

અવ્યક્ત વ્યક્તિને[3] પામ્યો માને મૂઢ જનો મ'ને;
ન જાણતા પરંભાવ, મારો અવ્યય ઉત્તમ. ૨૪

ઢંકાયો યોગમાયાએ પ્રકટ હું સર્વને નથી;
આ મૂઢ લોક જાણે ના અજન્મા, અવ્યયી મ'ને. ૨૫

જાણું હું ભૂતકાળે જે, અને જે વર્તમાનનાં,
ભવિષ્યનાંય ભૂતોને, મ'ને કોઈ ન જાણતું. ૨૬

---

૨. વાસનાએ.

૩. પ્રકૃતિ વિકૃતિને.

રાગ ને દ્વેષથી વાધ્યો દ્વંદ્વનો મોહ ચિત્તમાં,
તેથી સંસારમાં સર્વે ભૂતોને મોહ થાય છે. ૨૭

પણ જે પુણ્યશાળીનાં પાપકર્મ ગળી ગયાં,
તે દ્વંદ્વમોહ છૂટેલા મ'ને દઢ વ્રતે ભજે. ૨૮

મથે જે આશ્રયે મારા છૂટવા જન્મમૃત્યુથી,
બ્રહ્મ, સંપૂર્ણ અધ્યાત્મ, કર્મયે બધું તે લહે. ૨૯

સાધિભૂતાધિ દૈવે જે, સાધિયજ્ઞે મને લહે,[૪]
જાણે પ્રયાણકાળેયે મને તે યુક્તચિત્તના. ૩૦

---

૪. આગળ આઠમા અધ્યાયમાં સમજાવેલા અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ ભાવો સહિત જે મને જાણે. . .

# અધ્યાય ૮મો

# યોગીનો દેહત્યાગ

**અર્જુન બોલ્યા—**

શું તે બ્રહ્મ? શું અધ્યાત્મ? શું કર્મ, પુરુષોત્તમ?
શું અધિભૂત તે ભાખ્યું? શું, વળી, અધિદૈવ છે? ૧

અધિયજ્ઞ અહીં દેહે કોણ ને કેમ છે રહ્યો?
તમને અન્તવેળાએ યતિએ[1] કેમ જાણવો? ૨

**શ્રી ભગવાન બોલ્યા—**

અક્ષર તે પરંબ્રહ્મ, અધ્યાત્મ તો સ્વભાવ જે;
ભૂતો સૌ ઉપજાવે તે વિસર્ગ[2] કર્મ જાણવું. ૩

---

૧. સંયમીએ.

૨. સૃષ્ટિની ઉત્પતિ-સ્થિતિ-પ્રલયની ક્રિયા.

ક્ષરતા, જીવતા તે એ અધિભૂતાધિદૈવ[૩] છે;
અધિયજ્ઞ હું જાતે જ દેહીના દેહમાં અહીં. ૪

મને જ સ્મરતો અંતે છોડી જાય શરીરને,
મારો જ ભાવ તે પામે તેમાં સંશય ના કંઈ. ૫

વા, જે જે સ્મરતો ભાવ છોડી જાય શરીરને,
તેને તેને જ તે પામે સદા, તે ભાવથી ભર્યો. ૬

માટે અખંડ તું રાખ સ્મૃતિ મારી અને લડ,
મન બુદ્ધિ હું-માં અર્પ્યે મને નિઃશંક પામશે. ૭

યુક્ત અભ્યાસયોગે જે, બીજે ના મન તો ભમે,
અખંડ ચિંતને પામે પરંપુરુષ દિવ્ય તે. ૮

પુરાણ સર્વજ્ઞ જગન્નિયંતા,
સૂક્ષ્માતિસૂક્ષ્મ[૪] સહુનો વિધાતા;

---

૩. ક્ષર (વિનાશી) ભાવ તે અધિભૂત, જીવભાવ તે અધિદૈવ.

૪. સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ.

આદિત્યવર્ણો, તમ–પાર, દેવ,
અચિંત્યરૂપ, સ્મરતો સદા જે. ૯

પ્રયાણકાળે સ્થિર ચિત્તથી તે,
ભ્રૂમધ્ય[5] ધારી વિધિયુક્ત પ્રાણ;
ભક્તિ, વળી, યોગબળેય યુક્ત,
યોગી પરંપૂરુષ દિવ્ય પામે. ૧૦

વેદજ્ઞ જે અક્ષરને વદે છે,
જેમાં વિરાગી યતિઓ પ્રવેશે;
જે ઇચ્છતા બ્રહ્મચર્યા કરે છે,[6]
કહું તને તે પદ સારરૂપે. ૧૧

રોકીને ઇંદ્રિયદ્વારો, રૂંધીને હૃદયે મન,
સ્થાપીને તાળવે પ્રાણ, રાખીને યોગધારણા, ૧૨

---

૫. ભવાંની વચ્ચે.

૬. ઇંદ્રિયોના સંયમ વગેરે દ્વારા બ્રહ્મને માર્ગે ચાલે છે.

ઓં(૩)[૭] એકાક્ષરી બ્રહ્મ ઉચ્ચારી સ્મરતો મ'ને,
જે જાય દેહને છોડી, તે પામે છે પરંગતિ. ૧૩

સદા અનન્યચિત્તે જે મને સંભારતો રહે;
તે નિત્ય યુક્ત યોગીને સહેજે લાભ છે મુજ. ૧૪
મ'ને પામી મહાત્માઓ—પોં'ચ્યા જે શ્રેષ્ઠ સિદ્ધિને[૮]—
વિનાશી, દુઃખનું ધામ, પુનર્જન્મ ન મેળવે. ૧૫
બ્રહ્માના લોક પર્યંત પુનરાવૃત્તિ[૯] સર્વને;
પરંતુ મુજને પામી પુનર્જન્મ રહે નહિ. ૧૬

દિનરાત્રી તણા વિદ્વાન્ જાણે તે બ્રહ્મદેવનો
હજાર જુગનો દા'ડો, રાત્રી જુગ હજારની. ૧૭
અવ્યક્તથી[૧૦] બધી વ્યક્તિ[૧૧] ઉદ્ભવે દિન ઊગતાં;
રાત્રી થાતાં ફરી પામે તે જ અવ્યક્તમાં લય. ૧૮

---

૭. ત્રણ માત્રા જેટલો દીર્ઘ ઉચ્ચાર કરવો.
૮. મોક્ષ. ૯. આવવું–જવું, જન્મમરણ.
૧૦. પ્રકૃત્તિથી. ૧૧. પ્રગટ સૃષ્ટિ.

તે જ આ ભૂતનો સંઘ ઊઠી ઊઠી જતો લયે,
પરાધીનપણે રાત્રે, ઉદ્‌ભવે દિન ઊગતાં. ૧૯

તે અવ્યક્ત થકી ઊંચો બીજો અવ્યક્ત ભાવ છે;
જે સૌ ભૂતો થયે નાશ, ન નાશે તે સનાતન. ૨૦

તેને અક્ષર, અવ્યક્ત[૧૨], વળી કહેતા પરંગતિ,
જે પામ્યે ના ફરે ફેરા, મારું તે ધામ છે પરં. ૨૧

પરં પુરુષ તે પ્રાપ્ત થાય અનન્ય ભક્તિથી,
જેના વિષે રહે ભૂતો, જેણે વિસ્તાર્યું સર્વ આ. ૨૨

જે કાળે ના ફરે ફેરા, જ્યારે ફેરા ફરી થતા,
કહું તે કાળ યોગીના, દેહ છોડી જનારના. ૨૩

અગ્નિજ્યોતે, દિને, શુક્લે, છ માસે ઉત્તરાયણે,
તે કાળે બ્રહ્મવેત્તા જે જાય તે બ્રહ્મ પામતા. ૨૪

ધુમાડે, રાત્રીએ, કૃષ્ણે, છ માસે દક્ષિણાયને,
જતો યોગી ફરે પાછો પામીને ચંદ્રજ્યોતિને. ૨૫

---

૧૨. અપ્રગટ, ગૂઢ.

શુક્લ-કૃષ્ણ ગણી આ બે ગતિ વિશ્વે સનાતન;
એકથી થાય ના ફેરા, બીજીથી ફરતો વળી. ૨૬

આવા આ માર્ગ જાણે તે યોગી મોહે પડે નહિ;
માટે તું સઘળો કાળ યોગયુક્ત બની રહે. ૨૭

વેદો તણાં, યજ્ઞ-તપો તણાંયે,
દાનો તણાં પુણ્યફળો કહ્યાં જે;
તેને વટાવે સહુ જાણતો આ,
યોગી ચડે આદિ મહાન ધામે. ૨૮

# જ્ઞાનનો સાર

**શ્રી ભગવાન બોલ્યા—**

તને નિર્દોષને મારું સારમાં સાર જ્ઞાન આ
કહું વિજ્ઞાનની સાથે, જે જાણે દોષથી છૂટે. ૧

મહા વિદ્યા, પરં સાર, આ છે પવિત્ર ઉત્તમ;
અનુભવાય પ્રત્યક્ષ, સુકર[૧], ધર્મ્ય[૨], અક્ષય. ૨

અશ્રદ્ધાથી મનુષ્યો જે માને આ ધર્મને નહિ,
મૃત્યુ સંસાર માર્ગે તે ફરે, પામે મને નહિ. ૩

મેં જ અવ્યક્ત રૂપે આ ફેલાવ્યું જગને બધું;
હું-માં રહ્યાં બધાં ભૂતો, તે માંહી હું રહ્યો નથી. ૪

---

૧. કરવામાં સહેલું. ૨. ધર્મયુક્ત.

નયે રહ્યાં હું-માં ભૂતો, જો મારો યોગ ઈશ્વરી;
ભૂતાધાર, ન ભૂતોમાં, ભૂત સર્જક-રૂપ હું. ૫

સર્વગામી[3], મહાવાયુ નિત્ય આકાશમાં રહે;
તેમ સૌ ભૂત મારામાં રહ્યાં છે, એમ જાણજે. ૬

કલ્પના અંતમાં ભૂતો મારી પ્રકૃતિમાં મળે;
આરંભ કલ્પનો થાતાં સર્જું તે સર્વને ફરી. ૭

નિજ પ્રકૃતિ આધારે સર્જું છું હું ફરી ફરી
સર્વ આ ભૂતનો સંઘ અવશ પ્રકૃતિ બળે. ૮

તોયે તે કોઈયે કર્મ મુજને બાંધતાં નથી;
કાં જે રહું ઉદાસી-શો, કર્મે આસક્તિ ના કરી. ૯

પ્રકૃતિ પ્રસવે સૃષ્ટિ મારી અધ્યક્ષતા વડે;
તેના કારણથી થાય જગનાં પરિવર્તનો. ૧૦

અવજ્ઞા કરતા મૂઢો મારી માનવ દેહમાં;
ન જાણતા પરં ભાવ-કે હું ભૂત મહેશ્વર. ૧૧

---

૩. સર્વત્ર સંચરતો.

વૃથા આશા, વૃથા કર્મો, વૃથા જ્ઞાન કુબુદ્ધિનાં,–
રાક્ષસી–આસુરી સેવે જેઓ પ્રકૃતિ મોહિની. ૧૨

મહાત્માઓ મને જાણી ભૂતોનો આદિ, અવ્યય,
અનન્ય મનથી સેવે, દૈવી પ્રકૃતિ આશર્યાં. ૧૩

કીર્તિ મારી સદા ગાય, રહે યત્ને, વ્રતે દૃઢ,
ભક્તિથી મુજને વંદે, ઉપાસે નિત્યયોગથી.[૪] ૧૪

ને જ્ઞાનયજ્ઞથી કોઈ સર્વવ્યાપી મને ભજે,
એક ભાવે, પૃથગ્ભાવે, નાના રીતે ઉપાસતા. ૧૫

હું ક્રતુ[૫] ને હું છું યજ્ઞ, હું સ્વધા, હું વનસ્પતિ;
મંત્ર હું, હું જ તો આજ્ય[૬], અગ્નિ હું, હું જ આહુતિ. ૧૬

હું જ આ જગનો ધાતા[૭], પિતા, માતા, પિતામહ;
જ્ઞેય[૮], પવિત્ર ઓંકાર, વેદો ઋક્, સામ ને યજુર્. ૧૭

---

૪. સતત યોગમાં રહી.
૫. એક જાતનું યજ્ઞકર્મ.
૬. ઘી. ૭. સ્રષ્ટા. ૮. જાણવાની વસ્તુ.

પ્રભુ, ભર્તા, સુહૃદ, સાક્ષી, નિવાસ, શરણું, ગતિ;
ઉત્પત્તિ, પ્રલય-સ્થાન, નિધાન, બીજ અક્ષય. ૧૮

તપું ને ખેંચું હું વર્ષા, અને તે છોડું હું વળી;
અમૃત ને વળી મૃત્યુ, ને સત ને અસતેય હું. ૧૯

મને યજી પાતક ધોઈ યાચે
સ્વર્ગે ગતિ, વૈદિક સોમ ભક્તો[૯]
ને મેળવી પુણ્ય[૧૦] સુરેંદ્ર લોક,
ત્યાં દેવના વૈભવ દિવ્ય માણે. ૨૦

તે ભોગવી સ્વર્ગ વિશાળ એવું,
પુણ્યો ખુટ્યે મર્ત્ય[૧૧] વિષે પ્રવેશે;
સકામ તે વૈદિક કર્મમાર્ગી;
આ રીત ફેરા[૧૨] ભવના ફરે છે. ૨૧

---

૯. સોમ પીનાર વૈદિક બ્રાહ્મણો.

૧૦. પાપરહિત.

૧૧. મૃત્યુલોક.

૧૨. જવા આવવાના ફેરા, જન્મ મરણ.

અનન્ય ચિત્તથી જેઓ કરે મારી ઉપાસના,
તે નિત્યયુક્ત ભક્તોનો યોગક્ષેમ ઉપાડું હું. ૨૨

તેમ જે ભક્ત શ્રદ્ધાથી બીજા દેવો ઉપાસતા,
મને જ સેવતા તેયે, છોડીને વિધિમાર્ગને. ૨૩

હું ભોક્તા સર્વ યજ્ઞોનો તેમ સ્વામીય હું જ છું;
પણ તે તત્ત્વ જાણે ના મારું, તે કારણે પડે. ૨૪

દેવોના ભક્ત દેવોને, પિતૃના ભક્ત પિતૃને,
ભૂતોના ભૂતને પામે, મારાયે મુજને મળે. ૨૫

पत्रं पुष्पं फलं तोयं જે આપે ભક્તિથી મને,
અર્પેલું ભક્તિથી તે હું આરોગું યત્નવાનનું. ૨૬

જે કરે, ભોગવે વા જે, જે હોમે, દાન જે કરે;
તપને આચરે વા જે, મને અર્પણ તે કર. ૨૭

શુભાશુભ ફળોરૂપી કર્મબંધન આમ તું
તોડી, સંન્યાસયોગી તું મને પામીશ મુક્ત થૈ. ૨૮

સમ હું સર્વ ભૂતોમાં, વા'લા વેરી મને નથી;
તોયે હું-માં રહે ભક્ત, હુંયે તેમાંહિ, ભક્તિથી. ૨૯

દુરાચારીય કો મોટો થૈ અનન્ય ભજે મને;
સાધુ જ તે થયો માનો, જે સુનિશ્ચયમાં ઠર્યો. ૩૦

શીઘ્ર તે થાય ધર્માત્મા, પામે શાશ્વત શાંતિને;
નિશ્ચે જાણ, કદી મારા ભક્તનો નાશ તો નથી. ૩૧

સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો, જીવો પાપીય યોનિના,
મારો આશ્રય જો લે તો તેયે પામે પરંગતિ. ૩૨

પવિત્ર બ્રાહ્મણ–ક્ષત્રી ભકતોની વાત શી પછી ?
દુઃખી અનિત્ય આ લોકે પામેલો ભજ તું મને. ૩૩

મ'ને દે મન ને ભક્તિ, મ'ને પૂજ, મ'ને નમ;
મ'ને જ પામશે આવા યોગથી, મત્પરાયણ. ૩૪

# અધ્યાય ૧૦મો

## વિભૂતિ વર્ણન

**શ્રી ભગવાન બોલ્યા—**

ફરી મારું પરં વેણ સુણ, અર્જુન, જે કહું;
તારી પ્રીતિ દિસે ને હું ઇચ્છું છું હિતને તુજ. ૧

**મારા** ઉદ્‌ભવને જાણે ન દેવો, ન મહર્ષિઓ;
સર્વથા હું જ તો આદિ દેવોનો ને મહર્ષિનો. ૨

મને જાણે અજન્મા જે ને અનાદિ મહેશ્વર,
તે અમૂઢ મનુષ્યોમાં છૂટતો સર્વ પાપથી. ૩

બુદ્ધિ, જ્ઞાન, ક્ષમા, સત્ય, અમોહ, શાંતિ, નિગ્રહ,
જન્મ, મૃત્યુ, સુખો, દુ:ખો, ભય, નિર્ભયતા, વળી; ૪

અહિંસા, સમતા, તુષ્ટિ, તપ, દાન, યશાયશ[૧],—
હુંથી જ ઊપજે ભાવો સૌ ભૂતોના જુદા જુદા. ૫
મહર્ષિ સાત પૂર્વેના ચાર જે મનુઓ તથા,
મારા સંકલ્પથી જન્મ્યા, જેની લોકે પ્રજા જુઓ. ૬

જે જાણે તત્ત્વથી મારાં આવાં યોગવિભૂતિને,
અડગ યોગ તે મારો પામે, સંશય ના અહીં. ૭
હું સૌના જન્મનું સ્થાન, પ્રવર્તે મુજથી બધું;
એવું વિચારતા જ્ઞાની ભજે છે ભક્તિથી મને. ૮
ચિત્ત, પ્રાણો મને અર્પી, બોધ દેતા પરસ્પર,
મારી કથા કરી નિત્ય, આનંદે મુજમાં રમે. ૯
એવા અખંડ યોગી જે ભજતા પ્રીતિથી મને,
તેને તે બુદ્ધિનો યોગ આપું જેથી મને મળે. ૧૦
ધરીને કરુણા તેની અજ્ઞાન તમને હણું,
રહેલો આત્મભાવે હું તેજસ્વી જ્ઞાનદીપથી. ૧૧

---

૧. યશ અને અપયશ.

### અર્જુન બોલ્યા—

પરં બ્રહ્મ, પરં ધામ, છો પવિત્ર તમે પરં,
આત્મા, શાશ્વત ને દિવ્ય, અજન્મા, આદિ ને વિભુ—૧૨

વર્ણવે ઋષિઓ સર્વે અસિત, વ્યાસ, દેવલ,
દેવર્ષિ નારદે, તેમ તમેયે મુજને કહો. ૧૩

સર્વ તે માનું હું, સત્ય જે તમે મુજને કહો;
તમારું રૂપ જાણે ના દેવો કે દાનવો, પ્રભુ ! ૧૪

તમે જ આપને આપે જાણતા, પુરુષોત્તમ !
ભૂતેશ, ભૂતકર્તા હે ! દેવદેવ, જગત્પતે ! ૧૫

સંભળાવો મને સર્વે દિવ્ય આત્મવિભૂતિઓ;
જે સૌ વડે રહ્યા વ્યાંપી તમે આ લોકને બધા. ૧૬

યોગેશ, તમને કેમ જાણું ચિંતનમાં સદા ?
શા શા ભાવો વિષે મારે ચિંતવા યોગ્ય તો તમે ? ૧૭

વિભૂતિ-યોગ વિસ્તારે ફરીથી નિજના કહો;
નથી તૃપ્તિ થતી સુણી તમારાં વચનામૃત. ૧૮

શ્રી ભગવાન બોલ્યા —

ભલે લે વર્ણવું મુખ્ય મારી દિવ્ય વિભૂતિઓ;
કહેતાં અંત તો ના'વે મારા વિસ્તારનો કંઈ. ૧૯

હું જ આત્મા રહ્યો સર્વે ભૂતોનાં હૃદયો વિષે;
આદિ, મધ્ય તથા અંત, હું જ છું ભૂતમાત્રનાં. ૨૦

આદિત્યોનો હું છું વિષ્ણુ, સૂર્ય હું જ્યોતિઓ તણો;
મરીચિ મરુતોનો હું, નક્ષત્રોનો હું ચંદ્રમા. ૨૧

સામવેદ હું વેદોનો, દેવોનો ઇંદ્રરાજ હું;
ચેતના સર્વ ભૂતોની, મન હું ઇંદ્રિયો તણું. ૨૨

હું જ શંકર રુદ્રોનો, ભંડારી[૨] યક્ષરાક્ષસે;
વસુઓનો હું છું અગ્નિ, મેરુ હું પર્વતો તણો. ૨૩

પુરોહિતો તણો મુખ્ય મને જાણ બૃહસ્પતિ;
સેનાનીઓ[૩] તણો સ્કંદ, પુષ્કરોનો[૪] હું સાગર. ૨૪

ઓં એકાક્ષર વાણીનો, મહર્ષિઓ તણો ભૃગુ;
જપયજ્ઞ હું યજ્ઞોનો, સ્થાવરોનો હિમાલય. ૨૫

---

૨. કુબેર. ૩. સેનાપતિઓ. ૪. તળાવો.

અશ્વત્થ સર્વ વૃક્ષોનો, દેવર્ષિનો હું નારદ;
હું ચિત્રરથ ગંધર્વે, સિદ્ધે કપિલદેવ હું. ૨૬

ઉચ્ચૈઃશ્રવા હું અશ્વોનો, અમૃતે ઊપજ્યો હતો;
ઐરાવત ગજોનો હું, નરોનો હું નરાધિપ. ૨૭

વજ્ર હું આયુધોનો ને ગાયોની કામધેનુ છું;
જન્મહેતુ હું કંદર્પ, સર્પોનો છું હું વાસુકિ. ૨૮

અનંત સર્વ નાગોનો, વરુણ[૫] યાદસોતણો[૬];
પિત્રીનો અર્યમા હું, ને યમ સંયમકારનો[૭]. ૨૯

પ્રહ્લાદ સર્વ દૈત્યોનો, માપકોનો[૮] હું કાળ છું;
વનેચર તણો સિંહ, પંખીનો વૈનતેય[૯] હું. ૩૦

વાયુ હું વેગવંતોનો, રામ હું શસ્ત્રવાનનો;
મગર સર્વ મત્સ્યોનો, ગંગાજી હું નદીતણી. ૩૧

---

૫. એક મોટું જળચર પ્રાણી. ૬. જળજંતુઓનો.

૭. બીજાનો નિગ્રહ કરવાવાળા બધા: જેમ કે, પોલીસ, જેલર, ગાડી હાંકનાર, યમદૂત (મરણ લાવનાર રોગ) વગેરે.

૮. ઘડી, પળ વગેરે. ૯. ગરુડ.

આદિ, મધ્ય તથા અંત હું સર્વે સૃષ્ટિઓ તણું;
અધ્યાત્મવિદ્યા વિદ્યાની, વાદ[૧૦] પ્રવચનો તણો. ૩૨

અકાર અક્ષરોનો હું, સમાસોનો હું દ્વંદ્વ છું;
હું જ છું કાળ અક્ષય્ય, સ્રષ્ટા વિશ્વમુખીય હું. ૩૩

મૃત્યુ હું સર્વનાશી ને ભવિષ્યોનો હું ઉદ્ભવ;
સ્ત્રીની શ્રી, કીર્તિ ને વાણી, સ્મૃતિઃ પ્રજ્ઞા, ધૃતિ, ક્ષમા. ૩૪

સામોનો હું બૃહત્સામ, ગાયત્રી સર્વ છંદની;
માર્ગશીર્ષ હું માસોનો, ઋતુઓનો વસંત હું. ૩૫

ઠગોની દ્યૂતવિદ્યા હું, તેજસ્વીઓનું તેજ છું;
સત્ત્વવાન તણાં સત્ત્વ, જય ને વ્યવસાય હું. ૩૬

હું વાસુદેવ વૃષ્ણીનો, પાંડવોનો ધનંજય;
મુનિઓનોય હું વ્યાસ, શુક્ર હું કવિઓતણો. ૩૭

દંડ હું દંડધારીનો, નીતિ હું જયવાંછુની;
હું જ ગુહ્યોતણું મૌન, જ્ઞાનીનું જ્ઞાન હું જ છું. ૩૮

---

૧૦. પ્રતિજ્ઞા, સિદ્ધાંત.

વળી જે સર્વ ભૂતોનું બીજ, તે જાણ હું જ છું;
હું વિનાનું નથી લોકે કોઈ ભૂત ચરાચર. ૩૯

ન આવે ગણતાં છેડો મારી દિવ્ય વિભૂતિનો;
લેશમાત્ર કહ્યો મેં તો આ વિસ્તાર વિભૂતિનો. ૪૦

જે કોઈ સત્ત્વમાં કાંઈ લક્ષ્મી, વીર્ય, વિભૂતિ વા,
જાણ, તે સઘળું મારા તેજના અંશથી થયું. ૪૧

અથવા, લાભ શો તારે જાણી વિસ્તારથી ઘણું ?
એક જ અંશથી મારા આખું વિશ્વ ધરી રહ્યો. ૪૨

# અધ્યાય ૧૧મો

# વિરાટ દર્શન

**અર્જુન બોલ્યા—**

મારા અનુગ્રહાર્થે જે તમે અધ્યાત્મજ્ઞાનનું
પરં ગૂઢ કહ્યું તેથી મારો એ મોહ તો ગયો. ૧

ભૂતોના જન્મ ને નાશ સાંભળ્યા મેં સવિસ્તર,
અક્ષય્ય નિજ માહાત્મ્યે તમારા મુખથી, પ્રભુ! ૨

વર્ણવો નિજને જેમ તેવું જ, પરમેશ્વર!
ઇચ્છું છું ઈશ્વરી રૂપ જોવાને, પુરુષોત્તમ! ૩

જો માનો કે તમે શક્ય જોવા એ રૂપમાં મને,
તો, યોગેશ્વર, દેખાડો નિજ અવ્યય રૂપને. ૪

## શ્રી ભગવાન બોલ્યા—

**જો** તું મારાં બધાં રૂપો સેંકડા ને હજારથી,
બહુ પ્રકારનાં, દિવ્ય, બહુ આકાર–વર્ણનાં. ૫

આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનો, મરુતોય જો;
પૂર્વે કોણે ન દીઠેલાં તેવાં આશ્ચર્ય જો ઘણાં. ૬

આ મારા દેહના ખૂણે આખું વિશ્વ ચરાચર,
રહેલું ભાળ તું આજ; ઇચ્છે જે અન્ય તેય જો. ૭

ચર્મચક્ષુ વડે તો ના મ'ને જોઈ શકીશ તું;
દિવ્ય દૃષ્ટિ તને આપું, ઈશ્વરી યોગ જો મુજ. ૮

## સંજય બોલ્યા—

**મ**હાયોગેશ શ્રીકૃષ્ણે આમ બોલી પછી ત્યહાં
પોતાનું ઈશ્વરી રૂપ દેખાડયું પાર્થને પરં. ૯

ઘણાં મુખો, ઘણાં નેત્રો, ઘણાં અદ્ભુત રૂપ, ને
ઘણાં આભૂષણો દિવ્ય, ઘણાં દિવ્યાયુધો સજ્યાં. ૧૦

દિવ્ય માળા તથા વસ્ત્રો, અર્ચાઓ દિવ્ય ગંધની,
આશ્ચર્યોથી ભર્યા જોયા વિશ્વવ્યાપક દેવ તે. ૧૧

આકાશે સામટી દીપે હજારો સૂર્યની પ્રભા,
તે કદી એ મહાત્માના તેજ–શી થાય તો ભલે. ૧૨

અનંત ભાતનું વિશ્વ આખુંયે એક ભાગમાં,
દેવોના દેવના દેહે અર્જુને જોયું તે સમે. ૧૩

ત્યારે આશ્ચર્યથી ઊઠ્યાં હર્ષરોમ શરીરનાં;
નમાવી શિર તે બોલ્યો દેવને હાથ જોડતો : ૧૪

**અર્જુન બોલ્યા—**

હે દેવ, દેખું તવ દેહમાં સૌ
દેવો તથા ભૂતસમૂહ નાના[1];
બ્રહ્મા વિરાજે કમલાસને આ,
ને દિવ્ય સર્પો, ઋષિઓ સમસ્ત. ૧૫

અનેક નેત્રો – મુખ – હસ્ત – પેટો,
અનંત રૂપો તવ સર્વ બાજૂ;
ન:અંત તારો, નહિ મધ્ય – આદિ
નિહાળું વિશ્વેશ્વર, વિશ્વરૂપ ! ૧૬

---

૧. અનેક.

ધારી ગદા – ચક્ર – કિરીટ દીપો[2]
બધી દિશે તેજ તણા સમૂહે;
પ્રદીપ્ત સૂર્યાગ્નિ[3], અશક્ય જોવા
એવા બધે દેખું હું, અપ્રમેય[4] ! ૧૭

તમે પરં અક્ષર, જ્ઞેય તત્ત્વ,
તમે મહા આશ્રય વિશ્વનું આ;
અનાશ છો, શાશ્વત ધર્મપાળ,
જાણું તમે સત્ય અનાદિ દેવ. ૧૮

ન આદિમધ્યાન્ત, અનંત શક્તિ,
અનંત બાહુ, શશિસૂર્યનેત્ર;
પેખું તમારે મુખ અગ્નિ ઝોળો,
તમે સ્વતેજે જગ આ તપાવો. ૧૯

---

૨. ઝળકો.

૩. સૂર્ય અને અગ્નિ તેના વડે દીપ્યા છે.

૪. સમજી ન શકાય એવા.

આ વ્યોમપૃથ્વીતણું અંતરાળ,
દિશાય સૌ એક તમે જ વ્યાપ્યાં;
તમારૂં આ અદ્‌ભુત ઉગ્ર રૂપ
દેખી ત્રિલોકી અકળાય, દેવ ! ૨૦

આ દેવસંઘો તવ માંહિ પેસે,
જોડી કરો કો વીનવે ભયેથી,
'સ્વસ્તિ' ભણી સિદ્ધ–મહર્ષિ–સંઘો
અનેક સ્તોત્રે તમને સ્તવે છે. ૨૧

આદિત્ય, રુદ્રો, વસુ, વિશ્વદેવો,
સાધ્યો તથા અશ્વિન, વાયુ, પિત્રી,
ગંધર્વ, યક્ષો, અસુરોય, સિદ્ધો
તે વિસ્મયે સૌ તમને નિહાળે. ૨૨

ઘણાં મુખો, નેત્ર, કરાળ દાઢો,
ઘણી ભુજા, પાય, ઘણાંય પેટો;
તમારું આ રૂપ વિરાટ ભાળી
પામે વ્યથા લોક બધા અને હું. ૨૩

વ્યોમે અડેલા, બહુ રંગવાળા,
મુખો ઉઘાડાં, વિકસેલ ડોળા;
પ્રદીપ્ત એવા તમને નિહાળી,
મૂંઝાઉં ને ધીરજ શાંતિ ખોઉં. ૨૪

મુખો તમારાં, વિકરાળ દાઢો,
જોતાં જ સર્વે પ્રલયાગ્નિ જેવાં;
દિશા ન સૂઝે, ન સુહાણુ લાગે,
પ્રસન્ન થાઓ, જગના નિવાસ! ૨૫

આ તો બધાયે ધૃતરાષ્ટ્રપુત્રો,
સાથે, વળી, ભૂપતણા સમૂહ,
આ કર્ણ, આ દ્રોણ, પિતામહે આ,
ને મુખ્ય યોદ્ધા અમ સાથનાયે — ૨૬

પેસે ત્વરાથી મુખની તમારી
બિહામણી ને વિકરાળ દાઢે;
દાંતો તણાં અંતરમાંહિ કોઈ
ચોંટચાં દિસે ચૂર્ણ બનેલ માથાં. ૨૭

ધસે સમુદ્રે બહુ વેગધારી
નદી તણા જેમ મહા પ્રવાહો;
ધસે મહા ઝોળ ભર્યાં તમારાં
મુખો વિષે તેમ મનુષ્યવીરો. ૨૮

જ્વાળા વિષે જેમ પતંગ દોડે
વિનાશ કાજે અતિ વેગ સાથે;
દોડે સ્વનાશાર્થે સવેગ તેમ
લોકો તમારાંય મુખો વિષે આ. ૨૯

ગ્રસી બધેથી, બળતાં મુખોમાં
જીભો વડે લોક સમગ્ર ચાટો;
તેજો વડે વિશ્વ ભરી સમસ્ત
બાળે તમારો, પ્રભુ ! ઉગ્ર તાપ. ૩૦

કહો તમે કોણ કરાળરૂપી ?
દેવેશ રીઝો, તમને નમું હું;
પિછાણ ઇચ્છું નિજ, આદિદેવ,
પ્રવૃત્તિ જાણી શકું ના તમારી. ૩૧

**શ્રી ભગવાન બોલ્યા—**

છું કાળ જાગ્યો જગ નાશકારી,
સંહારવા લોક અહીં પ્રવર્ત્યો;
તારા વિનાયે નહિ કોઈ રહેશે,
જે આ ખડા સૈનિક સામસામા. ૩૨

તું ઊઠ, તેથી, યશ લે જીતીને,
કાંટા વિના ભોગવ રાજ્યઋદ્ધિ;
હણી મૂક્યા છે પ્રથમે જ મેં તે;
થા, સવ્યસાચી ! તું નિમિત્તમાત્ર. ૩૩

શું ભીષ્મ, શું દ્રોણ, જયદ્રથે શું,
શું કર્ણ, કે અન્ય મહાન યોદ્ધા;
મેં છે હણ્યા, માર તું, છોડ શંકા,
તું ઝૂઝ સંગ્રામ, જીતીશ શત્રુ. ૩૪

**સંજય બોલ્યા—**

આ સાંભળી કેશવ કેરું વેણ,
ધ્રૂજે કિરીટી, કર બેઉ જોડે;

ફરી ફરી વંદન કૃષ્ણને તે
બી'તો ઘણો ગદ્‌ગદકંઠ બોલે. ૩૫

**અર્જુન બોલ્યા—**

છે યોગ્ય કે કીર્તનથી તમારાં
આનંદ ને પ્રેમ લહે જગત્ સૌ;
નાસે ભયે રાક્ષસ સૌ દિશામાં,
વળી, નમે સિદ્ધસમૂહ સર્વે. ૩૬

ન કાં નમે તે તમને, પરાત્મન્,
જે પૂજ્ય સૌના, વિધિનાય કર્તા;
અનંત, દેવેશ, જગન્નિવાસ!
સત્, અસત્, તે પર[૫], અક્ષરાત્મન્! ૩૭

તમે પરં પૂરુષ આદિદેવ,
આ વિશ્વનું શ્રેષ્ઠ તમે નિધાન;
જ્ઞાતા તમે જ્ઞેય, પરં પદે છો,
તમે ભર્યું વિશ્વ, અનંતરૂપ. ૩૮

---

૫. તમે સત્ છો, અસત્ છો અને તેથીય પર છો.

શશી, યમાગ્નિ, જળદેવ[6], વાયુ,
　　પ્રજાપતિ, બ્રહ્મપિતા[7] તમે જ;
મારાં હજારો નમનો તમોને,
　　નમો નમસ્તેય નમો નમસ્તે. ૩૯

સામે નમું છું, નમુંછુંય પીઠે,
　　સર્વત્રવાસી ! સહુ પાસ વંદું;
અપાર છે વીર્ય, અનંત શક્તિ,
　　સર્વે બન્યા, સર્વ તમે સમાવી. ૪૦

સખા ગણી વેણુ અયોગ્ય બોલ્યો,
　　'હે કૃષ્ણ, હે યાદવ, હે સખા'–શાં,
ન જાણતાં આ મહિમા તમારો,
　　પ્રમાદ વા પ્રેમથકીય ક્યારે. ૪૧

ઊંઘે, રમે, આસન-ભોજને કે
　　એકાન્તમાં કે સઘળા સમક્ષ,
હાંસી કરી જે મરજાદ લોપી–
　　ક્ષમા કરો તે સહુ, અપ્રમેય ! ૪૨

---

૬. વરુણ. ૭. બ્રહ્માના પિતા.

પિતા તમે સ્થાવર જંગમોના,
લોકો તણા પૂજ્ય મહા ગુરુયે;
ત્રિલોકમાંયે તવ તુલ્ય કો ના,
ક્યાંથી જ મોટો? અનુપપ્રભાવી![૮] ૪૩

માટે હું સાષ્ટાંગ કરી પ્રણામ,
મનાવું, રીઝો, સ્તવનીય[૯] ઈશ!
સાંખે પિતા પુત્ર, સખા સખાને,
પ્રિય પ્રિયા, તેમ મનેય સાંખો. ૪૪

અદીઠ રૂપે હરખ્યો હું જોઈ,
છતાં ભયે વ્યાકુળ ચિત્ત મારું;
મને બતાવો, પ્રભુ, તે જ રૂપ,
પ્રસન્ન થાઓ, જગના નિવાસ. ૪૫

કરે ગદા-ચક્ર, કિરીટ[૧૦] માથે,
એવા જ જોવા તમને હું ઇચ્છું;

---

૮. જેની શક્તિ ઉપમા દઈ ન શકાય તેવી છે.
૯. સ્તુતિ કરવા જેવા. ૧૦. મુગટ.

ચતુર્ભુજા રૂપ ધરો ફરી તે,
સહસ્રબાહો! પ્રભુ! વિશ્વરૂપ! ૪૬

**શ્રી ભગવાન બોલ્યા—**

રાજી થઈને મુજ યોગ દ્વારા
દેખાડ્યું આ રૂપ પરં તને મેં;
વિરાટ, તેજોમય, આદિ, નિત્ય,
પૂર્વે ન તારા વિણ દીઠ કોણે. ૪૭

ન વેદ, સ્વાધ્યાય, ન યજ્ઞ, દાનો,
ક્રિયા, તપો ઉગ્ર કર્યેય ના જ,
આ રૂપ જોવો હું, મનુષ્યલોકે,
તારા વિના શક્ય છું અન્ય કોને. ૪૮

મૂંઝા નહીં, મા બન મૂઢ, આવા
ઘોર સ્વરૂપે મુજને નિહાળી;
પ્રસ ચિત્તે ભયને નિવારી,
તું તે જ આ રૂપ નિહાળ મારું. ૪૯

**સંજય બોલ્યા—**

આવું કહી અર્જુનને, ફરીથી
સ્વ રૂપને દાખવ્યું વાસુદેવે;
ફરી ધરી સૌમ્ય શરીર દેવે
દીધો દિલાસો ભયભીતને તે. ૫૦

**અર્જુન બોલ્યા—**

સૌમ્ય આ માનવી રૂપ તમારું જોઈને હવે
ચેતના, સ્વસ્થતા આવ્યાં, પામ્યો સ્વ ભાવને ફરી. ૫૧

**શ્રી ભગવાન બોલ્યા—**

અતિ દુર્લભ આ મારા રૂપને તેં નિહાળ્યું જે,
દેવોય વાંછતા નિત્ય એ સ્વરૂપનું દર્શન. ૫૨
ન તો વેદો તણા જ્ઞાને, યજ્ઞ–દાન–તપે નહિ,
મારું દર્શન આ શક્ય જેવું આજે તને થયું. ૫૩
અનન્ય ભક્તિએ, તોયે, આમ તત્ત્વથી શક્ય છે
જાણવો, દેખવો તેમ પ્રવેશે મુજમાં થવો. ૫૪
મારે અર્થે કરે કર્મો, મત્પરાયણ ભક્ત જે,
જે અનાસક્ત, નિર્વૈર, તે આવી મુજને મળે. ૫૫

# અધ્યાય ૧૨મો

## ભક્તિતત્ત્વ

**અર્જુન બોલ્યા—**

નિત્યયુક્ત થઈ આમ તમારી ભક્તિ જે કરે,
જે સેવે બ્રહ્મ અવ્યક્ત,—એ યોગીમાં કયા ચડે? ૧

**શ્રી ભગવાન બોલ્યા—**

**પ**રોવી મન મારામાં નિત્યયુક્ત થઈ મને
ભજે પરમ શ્રદ્ધાથી, તે યોગી ચડતા ગણું. ૨

જેઓ અક્ષર, અવ્યક્ત, અચિંત્ય, અચલ, ધ્રુવ,
એકરૂપ, અનિર્દેશ્ય,[1] સર્વવ્યાપી ઉપાસતા; ૩

ઇંદ્રિયો નિયમે રાખે, સર્વત્ર સમબુદ્ધિના,
સર્વભૂતહિતે રક્ત, તેયે મને જ પામતા. ૪

---

૧. જેને ચીંધી ન શકાય કે આ.

અવ્યક્તે ચિત્ત ચોંટાડે, તેને ક્લેશ થતો વધુ;
મહા પરિશ્રમે દેહી પામે અવ્યક્તમાં ગતિ. ૫

કરી સૌ કર્મસંન્યાસ હું–માં જે, મત્પરાયણ,
અનન્ય યોગથી મારાં કરે ધ્યાન ઉપાસના. ૬

મારામાં ચિત્ત પ્રોતા તે ભક્તોનો ભવસાગરે
ટાળીને મૃત્યુને શીઘ્ર કરું ઉદ્ધાર હું સ્વયં. ૭

હું–માં જ મનને ધાર, નિષ્ઠા મારી જ રાખ તું;
તો મારામાં જ નિઃશંક, તું વસીશ હવે પછી. ૮

સ્થિર રાખી શકે ના જો ચિત્ત હું–માં સમાધિથી,
તો મને પામવા ઇચ્છ સાધી અભ્યાસયોગને. ૯

અભ્યાસેયે ન જો શક્તિ થા મત્કર્મપરાયણ;
મારે અર્થે કરે કર્મો, તોયે પામીશ સિદ્ધિને. ૧૦

જો કરી ન શકે તે યે, આશરી મુજ યોગને,
તો સૌ કર્મફળત્યાગ કર તું નિયમે રહી. ૧૧

ઊંચું અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન તો ચડે;
ધ્યાનથી ફળનો ત્યાગ, ત્યાગથી શાંતિ સત્ત્વર. ૧૨

અદ્વેષ સર્વ ભૂતોનો, મૈત્રી ને કરુણા, ક્ષમા,
નિર્મમ નિરહંકાર, સુખ–દુઃખે સમાનતા. ૧૩

સદા સંતોષવાન્, યોગી, જિતાત્મા, દૃઢનિશ્ચયી,
મન–બુદ્ધિ મને અર્પ્યાં, તે મદ્ભક્ત મને પ્રિય. ૧૪

જેથી ના લોકને ક્ષોભ, જેને ના ક્ષોભ લોકથી;
હર્ષ–ચિંતા–ભય–ક્રોધે છૂટ્યો જે તે મને પ્રિય. ૧૫

નિઃસ્પૃહી, શુચિ ને દક્ષ, ઉદાસીન, વ્યથા નહિ;
સૌ કર્મારંભ છોડે તે મારો ભક્ત મને પ્રિય. ૧૬

ન કરે હર્ષ કે દ્વેષ, ન કરે શોક કે સ્પૃહા;
શુભાશુભ ત્યજે જે તે મારો ભક્ત મને પ્રિય. ૧૭

સમ જે શત્રુ ને મિત્રે, સમ માનાપમાનમાં;
ટાઢે–તાપે, સુખે–દુઃખે સમ, આસક્તિહીન જે. ૧૮

સમાન સ્તુતિ ને નિંદા, મૌની, સંતોષ જે મળે;
સ્થિરબુદ્ધિ નિરાલંબી, ભક્ત જે તે મને પ્રિય. ૧૯

આ ધર્મામૃતને સેવે શ્રદ્ધાથી જેમ મેં કહ્યું,
મત્પરાયણ જે ભક્તો, મને અત્યંત તે પ્રિય. ૨૦

## અધ્યાય ૧૩મો

# ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિચાર

**શ્રી ભગવાન બોલ્યા—**

ક્ષેત્ર એ નામથી જ્ઞાની કહેતા આ શરીરને;
ક્ષેત્રને જાણનારો જે, તેને ક્ષેત્રજ્ઞ તે કહે. ૧

વળી ક્ષેત્રજ્ઞ તો જાણ મંને જ સર્વ ક્ષેત્રમાં;
ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જ્ઞાન, તેને હું જ્ઞાન માનતો. ૨

જે તે ક્ષેત્ર, અને જેવું, જ્યાંથી, તેમાં વિકાર જે,
ક્ષેત્રજ્ઞ જે અને જેવો, સંક્ષેપે સુણ તે હું–થી. ૩

વિવિધ મંત્રથી ગાયું ઋષિઓએ અનેકધા[1];
ઠરાવ્યું બ્રહ્મસૂત્રોમાં સુનિશ્ચિત પ્રમાણથી. ૪

---

૧. અનેક રીતે.

મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ,—આઠ એ;
ઇંદ્રિયો દશ ને એક, વિષયો પાંચ તેમના; ૫
ઇચ્છા, દ્વેષ, સુખો, દુઃખો, ધૃતિ, સંઘાત, ચેતના;
વિકારો સાથ આ ક્ષેત્ર તને સંક્ષેપમાં કહ્યું. ૬

નિર્માનતા, અહિંસા, ને અદંભ, આર્જવ[2], ક્ષમા,
ગુરુભક્તિ તથા શૌચ, સ્થિરતા, આત્મનિગ્રહ; ૭
વિષયો પ્રતિ વૈરાગ્ય, નિરહંકારતા વળી,
જન્મ–મૃત્યુ–જરા–વ્યાધિ–દુઃખ–દોષોનું દર્શન; ૮
નિર્મોહતા, અનાસક્તિ પુત્ર–પત્ની–ગૃહાદિમાં,
ચિત્તની સમતા નિત્ય ઇષ્ટાનિષ્ટ પ્રસંગમાં; ૯
અનન્યયોગથી મારી ભક્તિ અવ્યભિચારિણી,
એકાન્તવાસની ટેવ, રુચિ ના દાયરા વિષે; ૧૦
અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, તત્ત્વજ્ઞાન–વિચારણા :
આ કહેવાય છે જ્ઞાન, તેથી અજ્ઞાન ઊલટું. ૧૧

---

૨. સરળતા.

જ્ઞેય જે તે હવે ભાખું, જે જાણ્યે મોક્ષ સાંપડે;
અનાદિ જે પરંબ્રહ્મ, છે ન કહેવાય, ના નથી; ૧૨

સર્વત્ર હાથ ને પાય, સર્વત્ર શિર ને મુખ;
સર્વત્ર નેત્ર ને કર્ણ, સર્વને આવરી રહ્યું; ૧૩

નિરિંદ્રિય છતાં ભાસે સર્વે ઇંદ્રિયના ગુણો;
નિર્ગુણ, ગુણભોક્તાયે, ભર્તા તોય અસક્ત તે; ૧૪

માંહે બહાર ભૂતોની, સ્થિર તેમ જ હાલતું;
સૂક્ષ્મ તેથી જણાયે ના, સમીપે, દૂરમાં વળી; ૧૫

અખંડ તે, વળી તે છે ભૂતોમાં ખંડ–શું રહ્યું;
ભૂતોને જન્મ દે, પોષે, ગળે તે જ જાણવું; ૧૬

જ્યોતિઓનુંય તે જ્યોતિ, અંધકાર થકી પર;
જ્ઞાન, જ્ઞેય, જ્ઞાનગમ્ય, સર્વનાં હૃદયે વસે. ૧૭

ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેય, એમ સંક્ષેપમાં કહ્યાં;
એ જાણી ભક્ત જે મારો, તે પામે મુજ ભાવને. ૧૮

પુરુષ–પ્રકૃતિ બંને જાણ જોડી અનાદિ તે;
વિકારો ને ગુણો જાણ, ઊપજે પ્રકૃતિ થકી. ૧૯

કાર્ય, કારણ, કર્તૃત્વ, તે સૌ પ્રકૃતિ કારણે;
સુખદુઃખ તણા ભોગ તે તો પુરુષ કારણે; ૨૦

પ્રકૃતિમાં રહ્યો સેવે પુરુષ પ્રકૃતિ-ગુણો;
ગુણે આસક્તિને લીધે સદ્દસદ્ યોનિમાં પડે. ૨૧

સાક્ષીમાત્ર, અનુજ્ઞાતા, ભર્તા, ભોક્તા, મહેશ્વર;
પરંપુરુષ આ દેહે, પરમાત્માય તે કહ્યો. ૨૨

પુરુષ પ્રકૃતિ જાણે, આ રીતે જે ગુણો સહ,
સર્વ કર્મો કરે તોયે ફરી તે જન્મતો નથી. ૨૩

ધ્યાનથી દેખતા કોઈ આત્માને નિજમાં સ્વયં;
સાંખ્યયોગ વડે કોઈ, કોઈ તો કર્મયોગથી. ૨૪

કોઈ ન જાણતાં એમ અન્યથી સાંભળી ભજે;
તેયે મૃત્યુ તરે નિશ્ચે શ્રદ્ધાથી શ્રુતિ ધારતા. ૨૫

જે કાંઈ ઊપજે લોકે સત્ત્વ સ્થાવર–જંગમ;
જાણ, તે ક્ષેત્ર ક્ષેત્રીના સંયોગે ઊપજે બધું. ૨૬

સમાન સર્વ ભૂતોમાં રહેલા પરમેશ્વર;
અનાશી નાશવંતોમાં, તે દેખે તે જ દેખતો. ૨૭

જે જુએ સમ સર્વત્ર વ્યાપેલો ઈશ, તે નર
ન કરે આત્મની હાણ, તેથી પામે પરંગતિ. ૨૮

પ્રકૃતિથી જ સૌ કર્મો સદા સર્વત્ર થાય છે;
આત્મા તો ન કરે કાંઈ; એ દેખે તે જ દેખતો. ૨૯

ભૂતોના વેગળા ભાવો એકમાં જ રહ્યા જુએ;
તેથી જ સર્વ વિસ્તાર; ત્યારે બ્રહ્મદશા મળે. ૩૦

અવ્યયી પરમાત્માને નથી આદિ તથા ગુણો,
તેથી દેહે રહે તોયે અકર્તા ને અલિપ્ત તે. ૩૧

સૂક્ષ્મતા કારણે વ્યોમ સર્વવ્યાપી અલિપ્ત રહે;
દેહમાં તેમ સર્વત્ર વસી આત્મા અલિપ્ત રહે. ૩૨

પ્રકાશે એકલો સૂર્ય જેમ આ જગને બધા;
તેમ જ આ પ્રકાશે છે ક્ષેત્રજ્ઞ ક્ષેત્રને બધા. ૩૩

ક્ષેત્રક્ષેત્રજ્ઞનો ભેદ, ભૂત–પ્રકૃતિ–મોક્ષ જે
જ્ઞાનચક્ષુ વડે આમ જાણે, તે મોક્ષ પામતા. ૩૪

# અધ્યાય ૧૪મો

## ત્રિગુણ નિરૂપણ

**શ્રી ભગવાન બોલ્યા—**

**જ્ઞાનો**માં શ્રેષ્ઠ જે જ્ઞાન ફરી તે તુજને કહું;
જે જાણી મુનિઓ સર્વે પામ્યા સિદ્ધિ પરં અહીં. ૧

આ જ્ઞાન આશરી પામ્યા મારા સાધર્મ્યને નર;
સર્ગકાળે ન તે જન્મે, પ્રલયે ન વ્યથા ખમે. ૨

**મારું** ક્ષેત્ર મહદ્બ્રહ્મ, તેમાં હું સ્થાપું બીજને;
તે થકી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે સદા. ૩

સર્વ યોનિ વિષે જે જે વ્યક્તિઓ જન્મ પામતી,
તેનું ક્ષેત્ર મહદ્બ્રહ્મ, પિતા હું બીજદાયક. ૪

થતા પ્રકૃતિમાંથી જે ગુણો સત્ત્વ–રજઃ-તમ,
તે જ અવ્યય દેહીને બાંધે છે દેહને વિષે. ૫

તેમાં નિર્મળ તે સત્ત્વ, પીડાહીન, પ્રકાશક;
તે બાંધતો કરાવીને આસક્તિ જ્ઞાન ને સુખે. ૬

તૃષ્ણા–આસક્તિથી ઊગ્યો રાગ, તે જ રજોગુણ;
દેહીને બાંધતો તે તો આસક્ત કર્મમાં કરી. ૭

તમ અજ્ઞાનથી ઊઠે, કરી દે મૂઢ સર્વને;
દેહીને બાંધતો તે તો નિદ્રા, પ્રમાદ, આળસે. ૮

સુખમાં જોડતો સત્ત્વ, કર્મમાં જોડતો રજ;
ઢાંકીને જ્ઞાનને જોડે પ્રમાદે તો તમો ગુણ. ૯

રજસ્તમ હઠાવીને સત્ત્વ આગળ આવતો;
રજો ગુણ તમઃ–સત્ત્વ, તમ તે રજસત્ત્વને. ૧૦

દેહે સૌ ઇંદ્રિયોમાંહી દીસે પ્રકાશ ઊપજ્યો,
ને ત્યાં જ્ઞાન વસે ત્યારે વધેલો સત્ત્વ જાણવો. ૧૧

પ્રવૃત્તિ કર્મ-આરંભ, સ્પૃહા, લોભ, અશાંતતા;
ઊઠે દેહ વિષે ત્યારે વધેલો રજ જાણવો. ૧૨

પ્રવૃત્તિ ના, પ્રકાશે ના, પ્રમાદ, મૂઢતા દિસે
ઊઠેલાં દેહમાં ત્યારે વધેલો તમ જાણવો. ૧૩

સત્ત્વની વૃદ્ધિ થાતાં જો દેહી છોડે શરીરને,
ઉત્તમ જ્ઞાનવાનોના પવિત્ર લોકમાં ચડે. ૧૪

જો તે થાય રજે લીન, કર્મસંગી વિષે પડે;
તમે જો લય પામે તો જન્મ લે મૂઢયોનિમાં. ૧૫

કહે છે પુણ્યકર્મોનું ફળ સાત્ત્વિક નિર્મળ;
રજનું ફળ છે દુઃખ, અજ્ઞાન તમનું ફળ. ૧૬

સત્ત્વથી ઊપજે જ્ઞાન, રજથી લોભ ઊપજે;
મોહ, પ્રમાદ, અજ્ઞાન ઊપજે તમથી સહુ. ૧૭

ચડે છે સાત્ત્વિકો ઊંચે, રાજસો મધ્યમાં રહે;
તમોગુણી પડે હેઠા, જેમની હીન વૃત્તિઓ. ૧૮

ગુણોથી અન્ય કર્તા ના, આત્મા તો ગુણથી પર;
દ્રષ્ટાને ઓળખે એમ, તે પામે મુજ ભાવને. ૧૯

દેહ સાથે રહેલા આ ત્રિગુણો પાર જે કરે,
જન્મ–મૃત્યુ–જરા–દુઃખે છૂટી તે મોક્ષ ભોગવે. ૨૦

### અર્જુન બોલ્યા—

ક્યાં ચિહ્નો વડે દેહી ત્રિગુણાતીત થાય કો ?
આચાર હોય શો તેનો ? કેમ તે ત્રિગુણો તરે ? ૨૧

### શ્રી ભગવાન બોલ્યા—

જ્ઞાન, પ્રવૃત્તિ ને મોહ તેના ધર્મો શરીરમાં
ઊઠે તો ન કરે દ્વેષ, શમે તો ન કરે સ્પૃહા. ૨૨

જે ઉદાસીન-શો વર્તે, ગુણે ચંચળ થાય ના;
ગુણોને વર્તતા જાણી રહે સ્થિર ડગે નહિ. ૨૩

સ્વસ્થ, સમ સુખે-દુઃખે, समलोष्टाश्मकांचन;
ધીર, તુલ્ય પ્રિયાપ્રિયે, નિંદા ને સ્તુતિમાં સમ. ૨૪

માનાપમાનમાં તુલ્ય, તુલ્ય જે શત્રુમિત્રમાં;
સૌ કર્માંરંભ છોડેલો, ગુણાતીત ગણાય તે. ૨૫

અવ્યભિચારભાવે જે ભક્તિયોગે મ’ને ભજે;
ત્રિગુણો આ કરી પાર, બ્રહ્મને પાત્ર થાય તે. ૨૬

અમૃત-અક્ષર-બ્રહ્મ, તેનો આધાર હું જ છું;
તેમ શાશ્વત ધર્મોનો, ને એકાંતિક જે સુખ. ૨૭

## અધ્યાય ૧૫મો

# પુરુષોત્તમ-સ્વરૂપ

**શ્રી ભગવાન બોલ્યા—**

ઊંચે મૂળ, તળે ડાળો, શ્રુતિઓ પાંદડાં ગણ્યાં;
એ અવિનાશ અશ્વત્થ[1] જાણે, તે વેદ જાણતો. ૧

ઊંચે તળે ડાળ-પસાર[2] તેનો,
ગુણે વધ્યો, ભોગથી પાલવ્યો જે;
નીચે, વળી, કર્મબળે જ બાંધ્યાં
મૂળો ફુટચાં માનવલોક માંહી. ૨

---

૧. વડ અથવા પીપળો.
૨. ડાળોનો પસારો.

તેનું અહીં રૂપ ન સાચું ભાસે,
ન અંત કે આદિ, ન ક્યાંય પાયો;
અશ્વત્થ એવો દઢ મૂળવાળો,
લૈ તીવ્ર વૈરાગ્ય–કુઠાર[3] છેદ. ૩

શોધી પછી તે પદને પ્રયત્ને—
જ્યાં પ્હોંચનારા ન પડે ફરીથી—
તે પામવું આદિ પરાત્મ રૂપ,
પ્રવૃત્તિ જ્યાંથી પસરી અનાદિ. ૪

નિર્માન, નિર્મોહ, અસંગવૃત્તિ,
અધ્યાત્મનિષ્ઠા નિત, શાંતકામ;
છૂટેલ દ્વંદ્વે સુખ-દુ:ખ–રૂપી,
અમૂઢ તે અવ્યય ધામ પામે. ૫

સૂર્ય તેને પ્રકાશે ના, ચંદ્ર ના, નહિ અગ્નિ યે;
જ્યાં પોં'ચી ન ફરે પાછા, મારું તે ધામ ઉત્તમ. ૬

---

૩. વૈરાગ્યની કુહાડી.

મારો જ અંશ સંસારે જીવરૂપ સનાતન—
ખેંચે પ્રકૃતિમાંથી તે મન ને પાંચ ઇંદ્રિયો. ૭

ધારતાં–છોડતાં દેહ જીવ તે સમયે ગ્રહે
પોતાની સાથમાં તેને, જેમ વા ગંધ વસ્તુથી. ૮

નેત્ર, કાન, ત્વચા, જીભ, નાસિકા, છઠ્ઠું તો મન,
અધિષ્ઠાતા થઈ સૌનો વિષયો જીવ ભોગવે. ૯

છોડતો–રાખતો દેહ, ભોગતો ગુણ સાથ વા,
મૂઢો ન દેખતા એને, દેખે જે જ્ઞાનચક્ષુના. ૧૦

રહેલો હૃદયે તેને દેખે યોગી પ્રયત્નવાન;
ચિત્તશૂન્ય, અશુદ્ધાત્મા, ન દેખે યત્નથીય તે. ૧૧

સૂર્યમાં તેજ જે આખા વિશ્વને અજવાળતું;
જે ચંદ્રે, અગ્નિમાંયે જે, તેજ મારું જ જાણ તે. ૧૨

પેસી પૃથ્વી વિષે ધારું ભૂતો હું મુજ શક્તિથી;
પોષું હું ઔષધી સર્વે થઈ સોમ, રસે ભર્યો. ૧૩

હું વૈશ્વાનરરૂપે સૌ પ્રાણીના દેહમાં રહ્યો;
પ્રાણાપાન કરી યુક્ત પચાવું અન્ન ચોવિધ. ૧૪

નિવાસ સૌનાં હૃદયે કરું હું,
હું–થી સ્મૃતિ, જ્ઞાન તથા વિવેક;
વેદો બધાંનો હું જ એક વેદ્ય,[૪]
વેદાન્તકર્તા, હું જ વેદવેત્તા. ૧૫

બે છે આ પુરુષો વિશ્વે, પાર્થ, અક્ષર ને ક્ષર,
ક્ષર તે સર્વ ભૂતો ને જાણ અક્ષર નિત્ય જે. ૧૬

ઉત્તમ પુરુષ ત્રીજો પરમાત્મા કહેવાય જે;
પોષે ત્રિલોકને વ્યાપી તે અવિનાશ ઈશ્વર. ૧૭

કાં જે હું ક્ષરથી પાર, અક્ષરથી યે ઉત્તમ;
તેથી હું લોક ને વેદે ગણાયો પુરુષોત્તમ. ૧૮

જે અમૂઢ મ'ને આમ જાણતો પુરુષોત્તમ,
સર્વ ભાવ વડે, પાર્થ, તે સર્વજ્ઞ મ'ને ભજે. ૧૯

**અત્યંત** ગૂઢ આ શાસ્ત્ર, તને, નિષ્પાપ ! મેં કહ્યું;
તે જાણી બુદ્ધિમાન્ થાય, ને પામે કૃતકૃત્યતા.[૫] ૨૦

---

૪. જાણવા જેવો. ૫. કૃતાર્થતા.

## અધ્યાય ૧૬મો

# દૈવી અને આસુરી સંપત્તિ

**શ્રી ભગવાન બોલ્યા—**

અભય, સત્ત્વસંશુદ્ધિ[૧], વ્યવસ્થા જ્ઞાન-યોગમાં[૨],
નિગ્રહ[૩], દાન, સ્વાધ્યાય, યજ્ઞ, આર્જવ[૪] ને તપ; ૧

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન[૫],
મૃદુતા, સ્થિરતા, લજ્જા, ભૂતે દયા, અલાલસા; ૨

ક્ષમા, અમાન, અદ્રોહ, તેજ, ધૈર્ય, પવિત્રતાઃ
દૈવી ભાવ વિષે જન્મે, તેને આ સંપદા મળે. ૩

---

૧. બુદ્ધિ અને ભાવોની શુદ્ધિ,
૨. જ્ઞાન અને યોગમાં.
૩. ઇંદ્રિયોનો.          ૪. સરળતા.
૫. નિષ્કપટતા, અક્રૂરતા.

અજ્ઞાન, માન ને દર્પ,[૬] દંભ, ક્રોધ, કઠોરતા:
આસુરીભાવમાં જન્મે, તેને આ સંપદા મળે. ૪

દૈવી સંપત્તિ દે મોક્ષ, આસુરી બંધકારિણી;
શોક મા કર, જન્મ્યો તું દૈવી સંપત્તિને લઈ. ૫

દૈવી ને આસુરી બે છે ભૂતોની સૃષ્ટિ આ જગે;
વિસ્તારે વર્ણવી દૈવી, હવે સાંભળ આસુરી. ૬

આસુરી જન જાણે ના પ્રવૃત્તિ કે નિવૃત્તિને,
ન સ્વચ્છતા, ન આચાર, સત્યે ના તેમને વિષે. ૭

કહે તે ન જગે કોય સત્ય, કે મૂળ, કે પ્રભુ;
અન્યોન્યયોગથી જન્મ્યું, હેતુ કામ વિના નહિ. ૮

આવી તે રાખતા દૃષ્ટિ હૈયાસૂના, અબુદ્ધિના[૭],
ક્રૂરકર્મી, ધરે જન્મ, પ્રજાક્ષયાર્થ શત્રુઓ. ૯

દુષ્પૂર[૮] કામને સેવે દંભ-માન-મદે ભર્યા;
મોહે દુરાગ્રહો બાંધી પાપાચારી પ્રવર્તતા. ૧૦

---

૬. ગર્વની તોછડાઈ. ૭. ઊંધી બુદ્ધિના.
૮. પૂરો થાય નહિ તેવા.

વહે અપાર ચિંતા તે મૃત્યુએ ઝાલતાં સુધી;
કામ ભોગ ગણે ધ્યેય, તે જ સર્વસ્વ માનતા. ૧૧

આશાપાશો વડે બાંધ્યા, કામક્રોધપરાયણ;
ભોગ માટે કરે ઇચ્છા અન્યાયે ધન પામવા. ૧૨

'આ પામ્યો આજ, ને બીજો કોડ પૂરો કરીશ આ;
'આટલું મેળવ્યું દ્રવ્ય, આયે મારું થશે વળી. ૧૩

'આ વેરી મેં હણ્યો, પાછો બીજાયે હણનાર છું;
'હું ઇશ્વર તથા ભોગી, હું સિદ્ધ, બળવાન્ સુખી. ૧૪

'હું કુલીન, હું શ્રીમંત, બીજો મારા સમાન કો?
'યજું, દઉં તથા મા'ણું' કહે અજ્ઞાન મોહથી. ૧૫

ભૂલ્યા અનેક તર્કોમાં, ગૂંચાયા મોહજાળમાં;
આસક્ત કામ ભોગે તે કૂડા નરકમાં પડે. ૧૬

આત્મશ્લાઘી,[૯] ગુમાની તે ધન-માન-મદે ભર્યા
કરે છે નામના યજ્ઞો દંભથી, વિધિને ત્યજી. ૧૭

---

૯. આત્મસ્તુતિ કરનારા.

બળ, દર્પ, અહંકાર, કામ ને ક્રોધને વર્યા;
સ્વ-પર દેહમાં મારો ઈર્ષાથી દ્રોહ તે કરે. ૧૮

એવા દ્વેષી તથા ક્રૂર સંસારે જે નરાધમો,
તે દુષ્ટોને સદા નાંખું આસુરી યોનિઓ વિષે. ૧૯

આસુરી યોનિ પામેલા, જન્મજન્માંતરો વિષે
મ’ને ન પામતા, તેથી મૂઢો પામે અધોગતિ. ૨૦

કરતા આત્મનો ઘાત નરકદ્વાર આ ત્રણ—
કામ, ક્રોધ અને લોભ,—તેથી તે ત્યજવાં ત્રણે. ૨૧

તમનાં આ ત્રણે દ્વારો, તેથી મુક્ત થઈ, પછી
આચરી આત્મનું શ્રેય, દેહી પામે પરંગતિ. ૨૨

છોડીને શાસ્ત્રનો માર્ગ, વર્તે સ્વચ્છંદથી નર,
નહિ તે સિદ્ધિને પામે, ન સુખે, ન પરંગતિ. ૨૩

માટે પ્રમાણવું શાસ્ત્ર કાર્યાકાર્ય ઠરાવવા;
શાસ્ત્રથી વિધિને જાણી કર્મ આચર તું અહીં. ૨૪

# અધ્યાય ૧૭મો

## ગુણથી ક્રિયાઓના ભેદ

**અર્જુન બોલ્યા—**

શાસ્ત્રના વિધિને છોડી શ્રદ્ધાથી પૂજન કરે,
તેની નિષ્ઠા શું સાત્ત્વિકી, રાજસી, તામસી કહો?   ૧

**શ્રી ભગવાન બોલ્યા—**

ત્રણ પ્રકારની શ્રદ્ધા દેહીઓની સ્વભાવથી,
સાત્ત્વિકી, રાજસી, ત્રીજી તામસી, સુણ તે સહુ:   ૨

જેવું જે જીવનું સત્ત્વ, શ્રદ્ધા તેવી જ તે વિષે;
શ્રદ્ધાની પ્રતિમા દેહી, જે શ્રદ્ધા તે જ તે બને.   ૩

પૂજતા સાત્ત્વિકો દેવો, રાજસો યક્ષ–રાક્ષસો,
પૂજે ભૂતગણો, પ્રેતો, ત્રીજા જે તામસી જનો. ૪

શાસ્ત્ર વિરુદ્ધ ને ઘોર આચરે તપ જે જનો,
અહંતા-દંભથી યુક્ત, કામ–રાગ-બળે ભર્યાં. ૫

દેહનાં પંચભૂતોને, હૃદયસ્થ મ'ને વળી,
પીડે જે અબુધો તેના નિશ્ચયો જાણ આસુરી. ૬

વળી, આહાર સર્વેને ત્રણ પ્રકારનો રુચે;
તેમ યજ્ઞો, તપો, દાનો સુણ આ ભેદ સર્વના. ૭

આયુ, સત્ત્વ, બળ, સ્વાસ્થ્ય, સુખ, પ્રીતિ વધારતા,
રસાળ, રોચક, સ્નિગ્ધ, સ્થિર તે સાત્ત્વિક–પ્રિય. ૮

કડુ, ખાટા, ઘણા ઊના, ખારા, લૂખા, તથા બળે,
દે દુઃખ, શોક કે વ્યાધિ, આહારો રાજસ–પ્રિય. ૯

પો'ર ટાઢો, થયો વાસી, ગંધાયો, સ્વાદ ઊતર્યો,
એઠો, નિષિદ્ધ આહાર, તામસી જનનો પ્રિય. ૧૦

ન રાખી ફળની આશા, માત્ર કર્તવ્ય ઓળખી,
સ્થિર ચિત્તે કરે યજ્ઞ વિધિપૂર્વક સાત્ત્વિક. ૧૧

રાખીને ફળમાં દૃષ્ટિ, દંભભાવ વડે વળી,
જે યજ્ઞ થાય તે જાણ રાજસી યજ્ઞ તે કહ્યો. ૧૨

ન મંત્રો, વિધિ કે દાન, વિના સર્જ્યેય અન્નને,
ન શ્રદ્ધાયે દિસે જેમાં, તામસી યજ્ઞ તે કહ્યો. ૧૩

દેવ-દ્વિજ-ગુરુ-જ્ઞાની-પૂજન[૧], શૌચ[૨], આર્જવ,
બ્રહ્મચર્ય, અહિંસાયે, દેહનું તપ તે કહ્યું. ૧૪

અખૂંચતું, સત્ય ને મીઠું, હિતાર્થે વેણ બોલવું;
તેમ અભ્યાસ, સ્વાધ્યાય, વાણીનું તપ તે કહ્યું. ૧૫

આત્મનિગ્રહ ને મૌન, મન કેરી પ્રસન્નતા,
મૃદુતા, ભાવની શુદ્ધિ, મનનું તપ તે કહ્યું. ૧૬

યોગથી, તીવ્ર શ્રદ્ધાથી આચરે આ ત્રણે તપો,
ન સેવી ફળની આશા, તે કહેવાય સાત્ત્વિક. ૧૭

---

૧. દેવ–દ્વિજ–ગુરુ અને જ્ઞાનીનું પૂજન.
૨. પવિત્રતા.

સત્કાર–માન–પૂજાર્થે કરે જે દંભથી અહીં,
તપ તે રાજસી જાણ; એ તો ચંચળ, અધ્રુવ. ૧૮

દુરાગ્રહે તપે જેઓ પીડીને અંતરાત્મને,
પરના નાશ કાજે વા, તપ તે તામસી કહ્યું. ૧૯

કશો ના પાડ, તોયે જે દેવાનો ધર્મ ઓળખી,
યોગ્ય પાત્રે, સ્થળે, કાળે આપે તે દાન સાત્ત્વિક. ૨૦

ફેડવા પાછલો પાડ, હેતુ વા ફળનો ધરી,
કે કોચાતા મને આપે, તે ગણ્યું દાન રાજસ. ૨૧

અપાત્રે દાન જે આપે, અયોગ્ય દેશકાળમાં,
વિના આદરસત્કાર, તે ગણ્યું દાન તામસ. ૨૨

ओं (૩), तत्, सत्, ત્રણે નામે થાય નિર્દેશ બ્રહ્મનો;
બ્રાહ્મણો, વેદ ને યજ્ઞો સર્જ્યાં તેણે જ આદિમાં. ૨૩

તેથી, ओं (૩) વદી પ્હેલાં યજ્ઞ–દાન–તપક્રિયા
બ્રહ્મવાદી તણી નિત્ય પ્રવર્તે વિધિપૂર્વક. ૨૪

તદ્ વડે ફળને ત્યાગી યજ્ઞ ને તપની ક્રિયા,
વિવિધ દાન કર્મોયે આચરે છે મુમુક્ષુઓ. ૨૫

સારું ને સત્ય દર્શાવા सत् શબ્દ વપરાય છે;
તેમ सत् શબ્દ યોજાય પ્રશંસાયોગ્ય કર્મમાં. ૨૬

યજ્ઞે, તપે તથા દાને વર્તે તેનેય सत् કહે;
તે અર્થે જે થતાં કર્મો તે બધાં પણ सत् કહ્યાં. ૨૭

અશ્રદ્ધાથી કર્યું કર્મ, યજ્ઞ, દાન, તપો કર્યાં;
असत् કહેવાય તે સર્વ વ્યર્થ તે બેઉ લોકમાં. ૨૮

## અધ્યાય ૧૮મો

# ગુણ પરિણામો અને ઉપસંહાર

**અર્જુન બોલ્યા—**

સંન્યાસ તે કહે શાને? ત્યાગનું તત્ત્વ શું વળી?
જાણવા ઇચ્છું છું બંને, કહો તેને જુદું જુદું. ૧

**શ્રી ભગવાન બોલ્યા—**

છોડે સકામ કર્મોને, જ્ઞાની સંન્યાસ તે લહે;
છોડે સર્વેય કર્મોના ફળને, ત્યાગ તે કહ્યો. ૨

દોષરૂપ ત્યજો સર્વે કર્મો, કો મુનિઓ કહે;
યજ્ઞ–દાન–તપો ક્યારે ત્યાજ્ય ના, અન્ય તો કહે. ૩

ત્યાગ સંબંધમાં, તેથી, સુણ નિશ્ચય જે મુજ;
ત્રણ પ્રકારના ભેદો ત્યાગના વર્ણવાય છે. ૪

યજ્ઞ–દાન–તપો કેરાં કર્મો ના ત્યજવાં ઘટે;
અવશ્ય કરવાં તે તો કરે પાવન સુજ્ઞને. ૫

કરવાં એય કર્મોને ફળ-આસક્તિને ત્યજી,
આ ઉત્તમ અભિપ્રાય મારો નિશ્ચિત તે વિષે. ૬

નિયત કર્મનો ક્યારે નહિ સંન્યાસ તો ઘટે;
મોહથી જો કરે ત્યાગ, તે ત્યાગ તામસી કહ્યો. ૭

દુઃખ કારણ જે કર્મ, કાયક્લેશભયે ત્યજે,
તે કરે રાજસ ત્યાગ, ન પામે ફળ ત્યાગનું. ૮

કર્તવ્યબુદ્ધિથી કર્મ જે કરે નિયમે રહી;
ત્યજીને ફળ–આસક્તિ, સાત્ત્વિક ત્યાગ જાણ તે. ૯

ન રાગ ક્ષેમકર્મોમાં, દ્વેષ અક્ષેમનો નહિ;
તે ત્યાગી સત્ત્વમાં યુક્ત, જ્ઞાનવાન, અસંશયી. ૧૦

સમૂળો કર્મનો ત્યાગ શક્ય ના દેહવાનને;
કર્મના ફળનો ત્યાગી, તે જ ત્યાગી કથાય છે. ૧૧

સારાં, માઠાં તથા મિશ્ર ત્રિવિધ કર્મનાં ફળો,
અત્યાગી પામતા તેને, સંન્યાસીઓ કદી નહિ. ૧૨

સર્વ કર્મો તણી સિદ્ધિ થાય જે પાંચ કારણે;
જાણી લે મુજથી તેને–સાંખ્ય સિદ્ધાંતમાં કહ્યાં. ૧૩

અધિષ્ઠાન તથા કર્તા, ત્રીજું વિવિધ સાધનો,
ક્રિયા નાના પ્રકારોની, દૈવ ત્યાં પાંચમું ભળે. ૧૪

કાયા, વાચા, મને જે જે કર્મને નર આદરે,
અન્યાયી હોય કે ન્યાયી, તેના આ પાંચ હેતુઓ. ૧૫

સાચું આમ, છતાં કર્તા દેખે જે માત્ર આપને,
તે દુર્બુદ્ધિ, અસંસ્કારી, તેથી દેખે ન સત્ય તે. ૧૬

નહિ જેને અહંકાર, જેની લેપાય બુદ્ધિ ના,
આ લોકને હણેયે ના હણે, બંધાય તે નહિ. ૧૭

જ્ઞાન, જ્ઞેય તથા જ્ઞાતા,–કર્મનાં ત્રણ પ્રેરકો;
સાધનો, કર્મ ને કર્તા–કર્મનાં ત્રણ પોષકો. ૧૮

જ્ઞાન, કર્મ અને કર્તા–ગુણોથી ત્રણ જાતનાં
વર્ણવ્યાં સાંખ્યસિદ્ધાંતે, સુણ તેને યથાર્થ તું. ૧૯

જેથી દેખે બધાં ભૂતે એક અવ્યય ભાવને,
અવિભક્ત વિભક્તોમાં; જાણ તે જ્ઞાન સાત્ત્વિક. ૨૦

જે જ્ઞાને સર્વ ભૂતોમાં નાના ભાવો જુદા જુદા
જાણતો ભેદને પાડી, જાણ તે જ્ઞાન રાજસ. ૨૧

અલ્પ, આસક્ત, જે દેખે પૂર્ણ-શું એક કાર્યને,
જેમાં ન તત્ત્વ કે હેતુ, જાણ તે જ્ઞાન તામસ. ૨૨

નિયમેલું, અનાસક્ત, રાગદ્વેષ વિના કર્યું,
ન સેવતાં ફલેચ્છાને, સાત્ત્વિક કર્મ તે કહ્યું. ૨૩

મનમાં કામના સેવી, વા અહંકારથી કર્યું,
ઘણી જંજાળથી જેને, રાજસ કર્મ તે કહ્યું. ૨૪

પરિણામ તથા હાનિ, હિંસા, સામર્થ્ય ના ગણી,
આદરે મોહથી જેને, તામસ કર્મ તે કહ્યું. ૨૫

નિ:સંગી, નિરહંકારી, ધૃતિ–ઉત્સાહથી ભર્યો,
નિર્વિકારી યશે-હાણે, કર્તા સાત્ત્વિક તે કહ્યો. ૨૬

રાગી, કર્મફલાકાંક્ષી, લોભી, અસ્વચ્છ, હિંસક,
હર્ષશોકે ભરેલો જે, કર્તા રાજસ તે કહ્યો. ૨૭

અઘડ[1], ક્ષુદ્ર, ગર્વિષ્ઠ, અકર્મી, શઠ, આળસુ,
શોગિયો, દીર્ઘસૂત્રી જે, કર્તા તામસ તે કહ્યો. ૨૮

બુદ્ધિ ને ધૃતિના ભેદો ગુણોથી ત્રણ જાતના,
સંપૂર્ણ વર્ણવું તેને સુણજે વિગતે જુદા. ૨૯
પ્રવૃત્તિ શું, નિવૃત્તિ શું, કાર્યાકાર્ય, ભયાભય,
બંધ શું, મોક્ષ શું જાણે, ગણી તે બુદ્ધિ સાત્ત્વિક. ૩૦
ધર્માધર્મ તણો ભેદ, તેમ કાર્ય–અકાર્યનો,
અયથાર્થપણે જાણે, ગણી તે બુદ્ધિ રાજસી. ૩૧
અજ્ઞાને આવરેલી જે ધર્મ માને અધર્મને,
સર્વને અવળું પેખે, ગણી તે બુદ્ધિ તામસી. ૩૨

મન–ઇંદ્રિય–પ્રાણોની ક્રિયાની ધારણા રહે,
અનન્યયોગથી તેને, સાત્ત્વિકી ધૃતિ જાણવી. ૩૩
ધર્મે, અર્થે તથા કામે જે વડે ધારણા રહે
આસક્તિ ને ફ્લેચ્છાથી, રાજસી ધૃતિ તે ગણી. ૩૪

---

૧. અણઘડ.

જે વડે ભય ને નિદ્રા, શોક, ખેદ તથા મદ
ને દુર્બુદ્ધિ નહીં છોડે, તામસી ધૃતિ તે ગણી. ૩૫

સુખનાયે ત્રણે ભેદો હવે વર્ણવું, સાંભળ :
અભ્યાસે રાચતો જેમાં દુઃખનો નાશ તે કરે. ૩૬

આરંભે ઝેર જેવું જે, પરિણામે સુધા સમું,
ઊપજે આત્મબુદ્ધિના પ્રસાદે[૨] સુખ સાત્ત્વિક. ૩૭

આરંભે જે સુધા જેવું, અંતમાં ઝેરના સમું,
વિષયેંદ્રિય સંયોગે ઊપજે સુખ રાજસ. ૩૮

આરંભે અંતમાંયે જે સુસ્તી[૩]–આળસ–ઊંઘથી
આત્માને મોહમાં નાંખે, તામસી સુખ તે ગણ્યું. ૩૯

નથી કો સત્ત્વ પૃથ્વીમાં, સ્વર્ગે દેવો વિષે વળી,
જે હોય ગુણથી મુક્ત ત્રણ આ પ્રકૃતિ તણા. ૪૦

બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો ને શૂદ્રોના ગુણો જુદા
સ્વભાવે ઊપજ્યા, તેણે પાડ્યા છે ભેદ કર્મના. ૪૧

---

૨. પ્રસન્નતામાંથી. ૩. ગફલત, પ્રમાદ.

શાંતિ, તપ, ક્ષમા, શૌચ, શ્રદ્ધા, નિગ્રહ, આર્જવ,
જ્ઞાન, વિજ્ઞાન—એ કર્મો બ્રાહ્મણોના સ્વભાવથી. ૪૨

શૌર્ય, તેજ, પ્રજારક્ષા, યુદ્ધથી ભાગવું નહિ,
દક્ષતા, ધૈર્ય ને દાન — ક્ષાત્ર કર્મો સ્વભાવથી. ૪૩

ખેતી, વેપાર, ગોરક્ષા — વૈશ્ય કર્મો સ્વભાવથી;
સેવાભાવ ભર્યાં કર્મો — શૂદ્રોનાં તે સ્વભાવથી. ૪૪

સ્વકર્મમાં રહી પ્રેમે સિદ્ધિને નર પામતો;
સિદ્ધિને મેળવે જેમ સ્વકર્મરત, તે સુણ. ૪૫

જેથી પ્રવર્તતાં ભૂતો, જે વડે વ્યાપ્ત આ બધું;
તેને સ્વકર્મથી પૂજી સિદ્ધિને નર મેળવે. ૪૬

રૂડો સ્વધર્મ ઊણોયે સુસેવ્યા પરધર્મથી;
સ્વભાવે જે ઠરે કર્મ, તે કર્યે પાપ ના થતું. ૪૭

સહજ કર્મમાં દોષ હોય તોયે ન છોડવું;
સર્વ કર્મે રહે દોષ, ધુમાડો જેમ અગ્નિએ. ૪૮

આસક્ત નહિ જે ક્યાંય, જિતાત્મા, નિઃસ્પૃહી વળી
નૈષ્કર્મ્યની પરં સિદ્ધિ તેને સંન્યાસથી મળે. ૪૯

પામીને સિદ્ધિને એમ, જે રીતે બ્રહ્મ મેળવે;
સંક્ષેપે સુણ તે રીત, નિષ્ઠા જે જ્ઞાનની પરં. ૫૦

પવિત્ર બુદ્ધિને રાખે, ધૃતિથી મન નિગ્રહે,
શબ્દાદિ વિષયો ત્યાગે, ને રાગદ્વેષને હણે; ૫૧

એકાંતે રૂહે, જમે થોડું, ધ્યાનયોગ સદા કરે,
જીતે કાયા-મનો-વાચા, દૃઢ વૈરાગ્યને ધરે; ૫૨

બળ, દર્પ, અહંકાર, કામ, ક્રોધ, પરિગ્રહ—
છોડી, નિર્મમ જે શાંત, તે પામે બ્રહ્મભાવને. ૫૩

બ્રહ્મનિષ્ઠ, પ્રસન્નાત્મા, આશા કે શોક ના કરે,
પામે મારી પરાભક્તિ થયેલો સમદૃષ્ટિ તે. ૫૪

ભક્તિએ તત્ત્વથી જાણે જેવો ને જેમ હું રહું;
તત્ત્વથી મુજને જાણી, તે મળે મુજમાં પછી. ૫૫

કરતો સર્વ કર્મોયે સદા તે મુજ આશ્રિત
અનાશી શાશ્વત સ્થાન પામે મારા અનુગ્રહે. ૫૬

મ'ને અર્પી બધાં કર્મો મનથી, મત્પરાયણ
બુદ્ધિયોગે રહી જોડ મારામાં ચિત્તને સદા. ૫૭

મચ્ચિત્તે[૪] તરશે સર્વે દુઃખો મારા અનુગ્રહે,
ન સુણે જો અહંકારે, નિશ્ચે તું નાશ પામશે. ૫૮

જો અહંકારને સેવી માનતો કે 'લડું નહિ'
તે તારો નિશ્ચય વ્યર્થ, પ્રકૃતિ પ્રેરશે તને. ૫૯

બંધાયેલો સ્વકર્મોથી, જે નિર્માયાં સ્વભાવથી;
મોહથી ઇચ્છતો ના જે, અવશે તે કરીશ તું. ૬૦

વસતો સર્વ ભૂતોનાં હૃદયે પરમેશ્વર,
માયાથી ફેરવે સૌને, જાણે કે યંત્રમાં ધર્યાં. ૬૧

શરણે સર્વભાવે જા તેને, તેના અનુગ્રહે
પામીશ તું પરં શાંતિ વળી, શાશ્વત સ્થાનને. ૬૨

આવું આ સારમાં સાર જ્ઞાન મેં તુજને કહ્યું;
તેને પૂરું વિચારીને કર ઇચ્છાનુસાર તું. ૬૩

---

૪ મારામાં ચિત્ત રાખ્યાથી.

વળી, આ સારમાં સાર, સુણ, વેણ પરં મુજ,
મને અત્યંત વ્હાલો તું, તેથી તારું કહું હિત. ૬૪

મને દે મન ને ભક્તિ, મને પૂજ, મને નમ;
મને જ પામશે નિશ્ચે, પ્રિયને કોલ એ દઉં. ૬૫

છોડીને સઘળા ધર્મો, એક લે શરણું મુજ,
હું તને સર્વ પાપોથી છોડાવીશ, અશોક[5] થા. ૬૬

તપ ના, ભક્તિ ના જેમાં, ન સેવા શ્રવણે રુચિ;
ને જે નિંદે મને તેને કહેવું ના જ્ઞાન આ કદી. ૬૭

જે આ જ્ઞાન મહાગૂઢ આપશે મુજ ભક્તને
કરી મારી પરાભક્તિ મને નિશ્ચય પામશે. ૬૮

તેનાથી કો વધારે ના મારું પ્રિય કરે અહીં;
વધુ ના થાય કો તેથી મુજને જગમાં પ્રિય. ૬૯

શીખી વિચારશે જે આ ધર્મસંવાદ આપણો,
મારી પૂજા કરી તેણે જ્ઞાનયજ્ઞથી, માનું હું. ૭૦

---

૫. શોક વિનાનો.

જે શ્રદ્ધાવાન નિષ્પાપ માનવી સુણશેય આ,
તેયે છૂટી જશે લોકે પુણ્યવાન તણા શુભ. ૭૧

પાર્થ, શું સાંભળ્યું તેં આ સર્વ એકાગ્ર ચિત્તથી?
તારા અજ્ઞાનનો મોહ પામ્યો વિનાશ શું હવે? ૭૨

**અર્જુન બોલ્યા—**

તમ અનુગ્રહે, દેવ, નાસ્યો મોહ, મળી સ્મૃતિ,
નિઃશંક સ્થિતિને પામ્યો, કહો તેમ કરીશ હું. ૭૩

**સંજય બોલ્યા—**

કૃષ્ણાર્જુન મહાત્માનો સાંભળ્યો મેં, મહીપતે,
આવો અદ્‌ભુત સંવાદ, જેથી રોમ થતાં ખડાં. ૭૪

મેં આ યોગ પરં ગૂઢ સુણ્યો વ્યાસ-અનુગ્રહે,
મુખથી બોલતાં સાક્ષાત્ કૃષ્ણ યોગેશ્વરે સ્વયં. ૭૫

આ કૃષ્ણાર્જુન સંવાદ મહા અદ્‌ભુત, પાવન,
સ્મરી સ્મરી મ’ને થાય હર્ષ તેનો ફરી ફરી. ૭૬

સ્મરી સ્મરીય તે રૂપ, હરિનું અતિ અદ્‌ભુત,
મહા આશ્ચર્ય પામું ને હર્ષ પામું ફરી ફરી. ૭૭

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ, જ્યાં અર્જુન ધનુર્ધર;
મારો મત વિભૂતિ,[૬] શ્રી,[૭] વિજય, ધ્રુવનીતિ ત્યાં ૭૮

૬. ઐશ્વર્ય. ૭. લક્ષ્મી.

ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ગીતા-ધ્વનિ
નામે અનુવાદ સંપૂર્ણ.